

શાંતિનિવાસ પત્રિકા ૧લી.

# શ્રાવક-સંઘ.

[જીવન વિકાસક બંધારણો સમજાવતી એક
શાંતિદાયક યોજના.]

કચ્છ--કોડાય
સંવત્ ૧૯૮૧ના અશાડ સુદ ૨
તા. ૩ જી જુલાઈ ૧૯૨૪
ગુરૂવાર

લખનાર
મોતીલાલ

# બે બોલ

**પ્રભુના વ્હાલાં બાળકો,**

હું પણ હજી આપના જેવો મનુષ્યજ છું. એટલે હું લખું તે મુજબ સૌ વર્તવા મંડી જવાંજ જોઇએ એવી આશા રાખું તો હું મૂર્ખ ગણાઉં.

લાંબા વખતથી ચાલતા આવેલા સંસ્કારોથી મુક્ત થઇ જઇને જુદી રીતનું જીવન જીવવું એ જરા મુશ્કેલ વાત તો છેજ. છતાં જે જે સંસ્કારો ને જે જે રીતરિવાજો જીવન વિકાસ અટકાવતા હોય તે તો જ્યારે ત્યારે બદલાવ્યેજ છુટકો છે.

શુદ્ધ હૃદય ધરાવતી વ્યકિતઓ પોતાની કઠણુ દશા અગાઉથી સમજી જાય છે. પણુ તેઓનું શુદ્ધ હૃદય સ્વાભાવિક રીતે તેમને અહંભાવથી મુકત કરીને પ્રભુમાં લીન બનાવી દેતું હોવાથી તેઓને બીજી કોઇ પણુ વસ્તુની દરકાર રહેતી નથી.

બીજાં કેટલાકો, જેમને પોતાનાં મનુષ્યત્વનો પણુ ખ્યાલ નથી તેમના વિષે વિચારવાનો પણુ આ પ્રસંગ નથી.

બાકી રહ્યો મધ્યમ વર્ગ. મધ્યમ વર્ગના સૌ જનોને પોતાની કઠણુ દશાનો ખ્યાલ થાય છે, ત્યારે તેઓનું મન મુંઝાય છે. એવી દશામાંથી છુટવાના જુદા જુદા ઉપાયો વિષે પણુ તેઓ બબડે છે.

પણુ તેવા ઉપાયો પોતે એકલાજ અજમાવી શકે એટલું આત્મબળ તેઓ સામાન્ય રીતે ધરાવતા નથી.

માલ મીલ્કત વેંચાઇ જવાથી કુટુમ્બની શાખ પણ રીતસરની રહી. લગ્નને બે મહીના થયા એટલે આઠસો રૂપીઆવાળો લેણદાર ઉઘરાણી કરવા આવ્યો.

તેને જવાબ અપાયો કે હાલે પૈસા તૈયાર નથી. મહેરબાની કરીને એક મહીના લગી થોભો.

બીજો એક મહીનો પસાર થઇ ગયો એટલે તે ફરીથી ઉઘરાણી કરવા આવ્યો. તે વખતે ઘરમાં ફક્ત પેલી વિધવા બાઇ સિવાય કોઇ ન હતું.

લેણદારે ઘરમાં આવીને પૂછપરછ કરતાં પેલી બાઇએ જવાબ આપ્યો કે સૌ ખેતરમાં કામ કરવાં ગયાં છે ને મારી ભાભી પાણી ભરવાં ગયાં છે.

આથી પેલા લેણદારે પીવા માટે પાણી માગ્યું. બાઇએ પાણીનો કળશીઓ ભરીને તેને આપ્યો. પણ કળશીઓ લેતાં તે બાઇના સ્વરૂપવાન ચહેરા ઉપર પેલા લેણદારની નજર પડતાં તેના મનમાં વિકાર ઉપજ્યો. તેથી તેણે ભાન ભૂલીને પેલી બાઇનું અણછાજતું અડપલું કર્યું. પણ એટલામાં તો એ બાઇની ભાભી પાણી ભરીને ઘરમાં આવી પહોંચી હતી. તેણે એ જોયું. તેથી પેલો લેણદાર શરમાઇને એ વખતે તો ચાલી નીકળ્યો.

સાંજે જ્યારે પોતાનાં સાસુ, સસરો તથા પતિ ઘેર આવ્યાં ત્યારે ભાભીએ બ્હેનનું અપમાન થયાની વાત કહી સંભળાવી. સૌ શોકમાં ડૂબી ગયાં.

રાંધેલું અનાજ એમને એમ પડયું રહ્યું. વાળુ ઝેર થઇ પડયું.

તેઓ આમ એક ઓરડામાં વાતચીતમાં રોકાયેલા હતા, ત્યારે પેલી નિર્દોષ બ્હેન તો બીજા ઓરડામાં રડયાજ કરતી હતી. અંધારૂં થઇ ગયું હતું. સાડા છ વાગ્યાનો સુમાર હતો. તે વખતે પેલા લેણદારની દાસી એક પત્ર લઇને ત્યાં આવી. તેણે તે પત્ર ઘરધણીને આપ્યો ને જવાબ માટે રાહ જોતી ઉભી.

ઘરધણીને તો કશુંએ સુઝતું ન હતું. તેણે તે પત્ર પોતાના દીકરાને આપ્યો. દીકરાએ પરબીડાઉં ફોડીને પત્ર કાઢીને વાંચવા માંડયો......

તમે મારા આઠસો રૂપીઆ પહોંચાડવાનું જણાવેલ તે મુદ્દત આજે પુરી થાય છે. જેથી ચેતવણી આપું છું કે તમારા ઉપરે મારા લેણા નીકળતા આઠસો રૂપીઆ વ્યાજ સહિત આવતી કાલે સવારના આઠ વાગ્યાની અંદર પહોંચતા કરશો.

નહિતર તમારા સામે ધોરણસર પગલાં ભરવામાં આવશે.

છતાં તમે મારા જુના મિત્ર હોવાથી જણાવું છું કે તમારી કન્યાને આજની રાત મારે ત્યાં આ દાસી સાથે મોકલાવી દેશો તો તમારૂં લેણું હું માફ કરીશ.

લી૦......

આ પત્ર વાંચીને એ કુટુમ્બને કેટલો આઘાત લાગ્યો હશે તે તો વાંચનારે પોતેજ સમજી લેવું.

શાંતિનો ભંગ કરીને છોકરો બોલ્યો કે "બાપા, શ્રી વીર પ્રભુએ

ઉપદેશેલ ને અત્યારે મહાત્મા ગાંધીજીએ વિસ્તારથી સમજાવેલ અહિં-સાનું રહસ્ય હું સમજ્યો ન હોત તો મારી બ્હેનનું અપમાન કર-નારનું ખૂન કર્યા સિવાય હું રહેત નહિ. દાસી જાઓ, તમારા શેઠને કહો કે તેમને જે કરવું હોય તે ખુશીથી કરે. અમે ગરીબ માણસ છીએ. છતાં પણ અમારી આબરૂ અમને વ્હાલી છે. શેઠની બ્હેન દીકરીની આબરૂ પર કોઇ નજર નાખે તો તેમને જેટલું માઠું લાગે તેટલુંજ અમને પણ લાગે. માટે એ વાત ખ્યાલમાં લઇને ફરીથી વિચારીને પગલું ભરવાની સલાહ તેમને આપશો, બ્હેન.

આ દાસી શેઠની તરફથી બે શબ્દો બોલવા આવી હતી. પણ આ ગરીબ કુટુમ્બનો આવો નિર્ભય છતાં વિનયી જવાબ સાંભળીને તે કશું પણ બોલી શકી નહિ. તે ત્યાંથી તરત ચાલી ગઇ ને જઇને શેઠને સમાચાર કહી સંભળાવ્યા.

પણ છોકરાના બાપને તો કાંઇ સુઝતુંજ ન હતું. તે તરત ઉઠયો. ને એક ખીંટી પર લટકતી પોતાની તલવાર લઇને મ્યાનમાંથી બહાર કાઢી. ને બીજાંઓ અટકાવવાને દોડયાં તે અગાઉ તો ઝટ લઇને તલવારના એકજ ઝાટકે પોતાનું માથું ઉડાવી દીધું.

આથી સૌ ગભરાઇને મોટે સાદે રડવા માંડયાં. પણ છોકરાની માથી પોતાના પતિનું શબ દેખીને રહી શકાયું નહિ. તેથી તે પણ તલવાર લેવાને દોડી. પણ છોકરાની વહુએ તે અગાઉ દોડીને તલ-વાર મ્યાનમાં નાખી દીધી. આથી પણ તે મા મુંઝાઇ નહિ. તેણે પતિના શબ પાસે ઉભીને પોતાના હાથેજ પોતાની જીભ ખેંચી કાઢી ને જરા વારમાંજ મરણ પામી.

છોકરો પણ માબાપ સાથેજ મરવા ઇચ્છતો હતો પણ તેની વહુએ કઠણ હૈયું કરીને તેને સમજાવ્યો કે આપઘાત એ મહાપાપ છે. છોકરાંઓએ માબાપની મરણ ક્રિયા કરવી જોઇએ. ને માબાપનું ઋણ ચુકવવું જોઇએ. વળી તમે નહિ તો મારૂં તથા તમારી બ્હેનનું શું થશે? અમારે બંનેને જો આપઘાત કરવો પડે તો તેનું પાપ પણ હવે તમારા ઉપર પડે. તમારૂં આઠસો રૂપીઆનું કરજ ભરી દીધા પછી તમે ગમે તેમ કરશો. ચાલો આપણે હવે બ્હેનને ધીરજ આપીએ.

પોતાની વહુની આવી સમજાવટથી પતિએ આપઘાત કરવાનો વિચાર માંડી વાળ્યો.

રડતાં રડતાં બન્ને જણ બ્હેનને ધીરજ દેવાને તેના ઓરડામાં ગયાં.

આ વખતે હજી સાડાસાત પણ નહોતા વાગ્યા. તેમની રડાકૂટથી આડોશી પાડોશીઓ ખૂબ એકઠાં થઇ ગયાં. આખા ગામમાં ખૂનના ખબર જરા વારમાં પ્રસરી ગયા. પણ જ્યારે તેઓ બ્હેનના ઓરડામાં ગયાં ત્યારે જુએ તો ત્યાં બ્હેનનો પત્તોએ ન હતો ને પાછલું બારણું ઉઘાડું પડયું હતું.

પાડોશીઓએ આખા ગામમાં તપાસ ચલાવી પણ બ્હેનનો પત્તો મળ્યો નહિ.

પોતાને ખાતર માતપિતાએ આપઘાત કર્યાથી બ્હેનને બહુજ દુઃખ થયું. તેથી તેણે પાછલે બારણેથી નીકળી જઇને નજીકના એક કુવામાં કૂદી પડીને આપઘાત કર્યો હતો. બીજે દિવસે સવારમાંજ ફોજદાર સાહેબની સ્વારી એ ગામમાં પધારી. સવારમાંજ બ્હેનની લાસ કુવામાં તરતી જણાયાથી માણસોએ તેને કાઢીને ત્રણે શબ એ-

કજ઼ ઓરડામાં એકઠાં રાખી દીધાં.

આખો દિવસ ફોજદાર સાહેબે તપાસ ચલાવી. ને કોઇને કાંઇ પણ શિક્ષા કર્યા વિના ત્રીજે દિવસે સવારમાં મડદાં બાળવાની રજા આપી. બપોર અગાઉ બધા સ્મશાનમાંથી પાછા વળી આવ્યા. પેલા લેણદાર શેઠની આખું ગામ નિંદા કરવા લાગ્યું.

પણ આગલે દિવસે બપોરે જમેલ દમ્પતીની બીજે દિવસે જમવાની ઇચ્છાજ ન થઇ ને ત્રીજે દિવસ પણ કડાકાનો જાત. વળી કોઇક ભલા પાડોશીના આગ્રહથી ત્રીજે દિવસે બપોરે તેને ઘેર જમી આવ્યાં.

સૌ ક્રિયા પતી ગઇ પણ મરણને બાર દિવસ થયા એટલે સઘળા ગામવાસીઓએ છુટી ન શકાય તેવી રીતે ગામખર્ચ કરવાની ફરજ પાડી. ભોગ બિચારાના.

ઘરમાં તો પાઇએ ન હતી. એટલે પેલા ભલા પાડોશીએ તે છોકરાના ખાતે અમુક પોતે તથા બીજી કેટલીક મિત્રો પાસેથી અપાવીને પાંચસો રૂપીઆ એકઠા કરી આપ્યા. એ રીતે ગામખર્ચ થઈ ગયું.

પણ હવે સવાલ એ ઉત્પન્ન થયો કે ઘરનું ભાડું ચઢયા કરે, તેરસો રૂપીઆનું બ્યાજ ચઢયા કરે ને વળી ઘરનો ખર્ચ ચલાવવો. એટલું બધું ખર્ચ પેદા કયાંથી કરવું.

વળી પેલા ભલા પાડોશીને દયા આવી. બે વર્ષ લગી નોકરી કરે તો જમવાનું કપડાં લતા તથા પાંચસો રૂપીઆ મહેરબાનીની ખાતર માંડી આપવાની શરતે તે પેલા છોકરાને પોતાની દુકાને મુંબઇ તેડી ગયો.

છોકરો અકકલવાન હોવાથી હળવે હળવે અનુભવ લઇને બાર મહીનામાં તો શેઠને બહુ ઉપયોગી થઈ પડયો, જેથી તેની બે વર્ષની નોકરી બદલે શેઠે પેલા પાંચસો રૂપીઆની રકમ વ્યાજ સહિત માંડી વાળી.

ને ત્રીજું વર્ષ રહે તો ચારસો રૂપીઆનો પગાર કરી આપવાનું જણાવ્યું.

પણ પોતાના ગામથી મજબૂત ને તન્દુરસ્ત શરીર લઇ આવેલ આ યુવકે મુંબઇમાં પોતાની તન્દુરસ્તી તદ્દન ગુમાવી દીધી હતી. તે બહુ અશક્ત થઇ ગયો હતો.

કેમકે મનુષ્ય શરીરને સૌથી પ્રથમ ચોકખી હવા, સ્વચ્છ પાણી, ને સાદાં ભોજન તથા કસરત બહુ જરૂરી છે.

મુંબઇમાં ચોકખી હવા કયાંથી મળે? ચોપાટી કે વાલુકેશ્વર તરફ ફરવા જઇ શકવાની સગવડ તો અમુક પૈસાપાત્ર લોકોજ ભોગવતાં હશે. ઉલટું ઘણુંખરૂં તો વીજળીક પંખાની અકુદરતી હવાથી તન્દુરસ્તી બગડતી હશે.

નળોથી જે પાણી આવે છે તે ભારી ને તન્દુરસ્તીને નુકસાનકર્તા હશેજ.

મુંબઇમાં મીલોનો દળેલ લોટ વપરાય છે. તે પણ બહુ નુકસાનકારક છે. આમ હોવાથી બે વર્ષમાં તો બાદી, ખાંસી, દમ વિગેરે દર્દોથી આપણો યુવક ઘેરાઇ ગયો હતો છતાં પત્નિના આશાભર્યાં પત્રોથી તે જેમ તેમ કરીને બે વર્ષ લગી તો મુંબઇમાં ટકી રહ્યો. શેઠે મોટા મોટા દાકતરોને બતાવીને ખુબ દવાદારૂ કર્યાં. પણ તેથી ફાઇ વળ્યું નહિ. ઉલટું થોડા વખતમાં તેને ક્ષય રોગ લાગુ પડયો.

તેની પત્નિએ નાની વયમાંજ સંસારના દુઃખદાયક અનુભવો મેળવી લીધેલ હોવાથી તેનું મન હવે પ્રભુ તરફ વળી ચુકયું હતું. પણ પોતાનાં શ્વસુર કુટુમ્બનું લેણું ગમે તેમ કરીને દૂર કરવું એને તે પોતાનું કર્ત્તવ્ય ગણતી હતી. તેથી પતિને આશાભર્યા પત્રો લખીને જલદીથી કમાવાનું પ્રેરી રહી હતી.

તેમજ તે પોતે પણ કાંઇ નવરી નહોતી બેસી રહી.

પતિ મુંબઇ રવાને થયા પછી એ બાઈ અમદાવાદ જઇને ત્યાં એક કન્યાશાળામાં શિક્ષિકા તરીકે નોકરીએ રહી. ને મળતી નોકરીથી પોતાનું ગુજરાન ચલાવવા લાગી. પણ તેનો મૂળ ઉદ્દેશ જુદો હતો. પોતાની નવરાસનો બધો વખત તે રૂમાલો ગુંથવાનું શિખવામાં ગાળતી. થોડા વખતમાંજ રૂમાલ ગુંથવાનું શીખી લીધું એટલે તેણે કન્યાશાળામાંથી રાજીનામાની માગણી કરી. પણ તેનુ રાજીનામું મંન્જુર થયું નહિ. કન્યાશાળાના વ્યવસ્થાપકને ખબર પડી ગઇ કે એ બાઈ રૂમાલો ગુંથવાનું કામ સરસ રીતે જાણે છે. એટલે તેણે માસિક એકસો રૂપીઆના પગારે કન્યાશાળાની કન્યાઓને રૂમાલ ગુંથવાનું શીખવવાની માગણી કરી.

પેલી બાઇએ તે માગણી કબૂલ રાખી.

તેમજ નવરાસનો જે વખત મળતો તેમાં પોતે પણ ગુંથણ કામ કરવા લાગી.

આથી થોડા વખતમાં પોતાનું સાદુ ખર્ચ કાઢતાં છતાં તે બાઇ પાસે સોળસો રૂપીઆ લગભગની રકમ એકઠી થઈ ગઇ.

હવે પતિના વિયોગને લગભગ બે વર્ષ થયા આવ્યાં હતાં. તેથી બાઇને પતિને મળવાની સ્વાભાવિક ઇચ્છા થઇ આવી. એટલે

પોતાની પાસે સોળસો રૂપીઆની રકમ કેવી કેવી રીતે એકઠી થઇ તેની વિગતવાર હકીકત તેણે પતિને પહેલીજવાર લખી જણાવી ને બે વર્ષની નોકરી પુરી થાય એટલે આપણે આપણા ગામે જઇને લેણું ચુકતે કરીને આનંદમાં જીવન ગાળીશું એવો ઉચ્ચાભિલાષ પણ લખી જણાવ્યો.

ન જાણ્યું જાનકીનાથે પ્રભાતે શું થવાનું છે?

તો પછી આપણી કર્ત્તવ્યપરાયણ દેવીને પણ ક્યાંથી ખબર પડે કે પોતાના સૌભાગ્યનો સૂર્ય તો હવે અસ્તાચળ ઉપર છે.

મૃત્યુને બિછાને પડેલા યુવકે પોતાની પત્નીને પોતાની શારીરિક સ્થિતિ વિષે અત્યાર અગાઉ કાંઇપણ લખ્યું ન હતું. અત્યારે હવે તે પત્નીને તેડાવવાનો વિચાર કરતો હતો. પણ પૈસા કયાંથી કાઢવા? તે તો એમજ સમજતો હતો, કે મારી પત્ની કોઇકને આશરે અમદાવાદમાં કયાંક રહી જઇને કાંઇક ધાર્મિક જ્ઞાનજ શીખતી હશે. પણ જ્યારે તેણે પેલો પત્ર વાંચ્યો ત્યારે તેનામાં પાછો નવો ઉત્સાહ આવી ગયો, તેણે એ પત્ર પોતાના ભલા શેઠને વંચાવ્યો ને તરત અમદાવાદ જવાનો પોતાનો વિચાર જણાવ્યો.

તબીયત લથડી ગઇ હોવાથી શેઠે તેને અમદાવાદ ન જતાં પત્નીને મુંબઇ તેડાવી લેવાની સલાહ આપી. પણ તેણે નજ માન્યું.

પહેલા વર્ગમાં હિન્દીઓ ન બેસી શકે. તેમજ બીજા વર્ગની ટિકિટ અગાઉથી લઇએ તો મળી શકે એવું રેલ્વે કંપનિઓનું ધોરણ હોવાથી આપણા માંદા યુવકને ત્રીજા વર્ગની મુસાફરી કરવી પડત. પણ પછી જેમ તેમ બીજા વર્ગની ટિકિટ તો મળી ગઇ. ને ભાઇ અમદાવાદ રવાના થયા.

શેઠે તેની પત્નીના નામે બાઈના રવાના થયાનો તાર કરેલ એટલે આપણી બાઈએ ઉત્સાહપૂર્વક વ્હાલાની પધરામણી માટેની સુંદર વ્યવસ્થા કરી રાખી. ને ટ્રેન. આવ્યા અગાઉ ગાડી લઈને સ્ટેશન પર પહોંચી આવી.

ટ્રેન આવી એટલે બાઈએ તપાસ કરવા માંડી. ત્રીજા વર્ગના ડબ્બામાં ક્યાંએ પોતાના પતિને ન જોતાં તે નવાઈથી બીજા વર્ગના ડબા તપાસવા ગઈ તો ત્યાં એક ડબામાં પોતાના સ્વામીને તેણે સુતેલા જોયા. જોતાંજ બાઈનો ઉત્સાહ બધોએ શમી ગયો. પોતાના સ્વામીને આમ અચાનક આવી દુર્બળ સ્થિતિમાં જોવા પડશે એવી વકી તો તેણે સ્વપ્ને પણ નહોતી રાખી. બંને જણ રડી પડયાં. છેવટે ગાડીવાળાની મદદથી તેમને ટ્રેનમાંથી સંભાળપૂર્વક ઉતારીને ગાડીમાં બેસાડી ઘેર લઈ આવી.

નરમ બિછાના પર પતિને સુવાડીને ગરમ દૂધ લઈ આવી. પતિ દૂધ પીનાર પીવા જેટલી શકિત પણ નહોતો ધરાવતો. તેનાથી દૂધ પી શકાયું નહિ.

જાણે આ પ્રેમાળ દમ્પતીનો પ્રભુએજ છેલ્લો સંયોગ કરાવ્યો ન હોય તેવી રીતે બિછાના પર પડતાંજ યુવકનો છેલ્લો શ્વાસ ચાલવા લાગ્યો. પત્નીએ તરત પતિનું મસ્તક પોતાના ખોળામાં લીધું. પતિએ ફરીથી પોતાની મીંચેલી આંખો ઉઘાડી. બન્ને એક બીજાને એકી ટસે જોઈ રહ્યાં.

પત્નીના મુખમાંથી " નમો અરિહંતાણું " ના શબ્દો ઉચ્ચરાયા. પોતાની સઘળી શક્તિઓ એકઠી કરીને પતિએ પણ " નમો

અરિહંતાણં " ઉચ્ચાર્યું ને તે સાથેજ સદાને માટે પોતાની આંખો મીંચી દીધી.

થઇ ચુકયું. આપણી પતિપરાયણ—પ્રભુપરાયણ દેવી આજે વિધવા થઈ ચુકી. હાય સમાજ! આવાં તો કેટલાંએ નિર્દોષ કુસુમો ખીલ્યા અગાઉ કરમાઇ જતાં હશે. આ આખા કિસ્સાનો દોષ કોને દઇ શકાય તે તો વાંચનારે જાતેજ વિચારી લેવું. તે બાઇએ પછી પોતાને ગામ જઇને પતિનું આઠસો રૂપીઆનું કરજ વ્યાજ સહિત ભરપાઇ કર્યું. બાકીના પૈસાની યોગ્ય વ્યવસ્થા કરી નાંખી ને પોતે પ્રભુ ભક્તિમાં લીન થઇ ગઇ. આજે એ દેવી કયાં હશે તે આપણે નથી જાણતા. પણ સાડાત્રણ મોતની કરૂણાજનક કહાણી આપણી નજર સામે ખડી છે. જીવનની આવશ્યકતાના ઉપલા પ્રશ્નો આપણી નજર સામે ખડા છે.

આવાં પરિણામોનું મૂળ કારણ શોધી કાઢીને તે કારણને નાબૂદ કરવાની કોઇને પણ ખાસ ગરજ ન હોય તેમ સૌ પોતપોતાનું સંભાળી રહ્યા છે. સૌનો અર્થ સમાજનો **મોટો ભાગ** ગણવાનું છે. કેમકે થોડા ઘણા ભલા ગૃહસ્થો આ પ્રશ્નોના સંતોષકારક નિર્ણય માટે રોકાયા હોય તો તે બનવા જોગ છે.

આ આપણી વર્તમાન પરિસ્થિતિ છે.

**વ્હાલાં ગરીબ ભાઈ બ્હેનો,**

આ દશામાં ખાસ ખમવા જેવું તો આપણનેજ છે. એટલે આ કઠણ દશામાંથી આપણે આપણી જાતે પ્રયત્ન કરીને ઉગરવું જોઇએ.

આપ સમાન બળ નહિ, મેઘ સમાન જળ નહિ.

પારકી આશ સદા નિરાશ.

આ બંને કહેવતો વિચારવા જેવી છે.

જૈન ધર્મના પાંચ મહાવ્રત્તોમાંનું એક અદત્તાદાન છે. વગર મહેનતે કોઇની વસ્તુ લઇ લેવી તેને આપણે અદત્તાદાન ગણી શકીએ. વગર મહેનતે એટલે કોઇ પણ બાબત માટે બીજું કોઇ મહેનત કરીને ફળ મેળવે તે આપણે ખાઇ જઇએ તે.

આથી સમજાશે કે બીજાઓજ મહેનત કર્યા કરે ને આપણે તેમની મહેનતનું ફળ આનંદથી ભોગવીએ એ વ્યાજબી નથી.

એટલુંજ નહિ. પણ એવી રીતનું ફળ ભોગવવાને પણ આપણે કુદરતી રીતે નાલાયક નીવડવાના.

કોઇ પણ પદાર્થ મેળવવાને આપણે સંપૂર્ણ પ્રયત્ન કરીએ ત્યારે તે પ્રયત્ન સાથેજ તે પદાર્થ ભોગવી શકવાની આપણી લાયકાત કેળવાય છે.

દાખલા તરીકે અમેરિકાના પ્રેસીડન્ટ લિંકને સીવીલ વોર લડાયા વખતે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાંના ગુલામોને ગુલામીમાંજ જીવન પસાર કરાવનારો કાયદો રદ્દ કર્યો ત્યારે ઘણાખરા અણુસમજુ ગુલામો ઉલટા એમ બબડવા લાગ્યા:

" અમારા પાસેથી ભલે હદ ઉપરાંત કામ લેવામાં આવતું; અમારા ઉપર ફટકાઓની સજા, જીવતા બાળી નાખવાની સજા, તેમજ બીજા અમાનુષી અત્યાચારો વગર કારણે ભલે અમારા ઉપરે થતા. તેમાં બીજાને શું ! પણ હવે તો અમે ક્યાંથી કમાઇ ખાશું ? અમારો નિર્વાહ કેમ ચાલશે ? "

ગુલામીના સંસ્કારો તેમના જીવનમાં ઓતપ્રોત થઇ ગયા હતા. તે દૂર કર્યા વગર કેટલાક ભલા પુરૂષોએ મહાન લડત લડી પુષ્કળ આત્મભોગ આપીને તેમને ગુલામીનાં બંધનોથી મુક્ત કરાવ્યા તેમના માટે ગુલામો તરફથી ઉપલા ઉદ્દગારો બહાર પડયા. કામ કરનારાઓએ તો પ્રભુને ખાતરજ કામ કરેલું હશે એટલે તેમની દૃષ્ટિએ એથી તેમને કાંઇ નુકસાન ન હતું. ને પછી તો એજ ગુલામો સ્વતંત્ર થઈ ભણી ગણીને મનુષ્ય બન્યા ત્યારે તેઓએ પોતાના ઉપકાર કરનારાઓનો કેવા ખરા અંતઃકરણથી પાડ માન્યો હશે તે તેઓજ જાણે.

પણ જો ગુલામો પોતેજ લડત લડી શકે તેમ હોત તો તેમના સંસ્કારો લડત લડતાં લડતાંજ દૂર થઇ ગયા હોત. પરંતુ તેમને માટે લડત લડવાનું શકય ન હતું. આપણા માટે તો તદ્દન શક્ય વાત છે.

પોતાના સંઘનાં બાળકોને ખરી કેળવણી, વગવસીલા વિનાના યુવકોને લાયક ઉદ્યમ, ને અનાથ બાળકો, અપંગ જનો કે કોઈ નિરાધાર વિધવાઓના ભરણ પોષણ માટેની યોગ્ય વ્યવસ્થા કરવાની જરા પણ દરકાર કર્યા બિના જે શ્રીમંતો મોજશોખમાં મશગુલ રહ્યા કરે છે; જેમને તમારા સાથે બેસતાં કે વાત કરતાં પણ કંટાળો આવે તેવા શ્રીમંતોજ તમારો ઉદ્ધાર કરી શકશે એવું તમને કોણે શીખવ્યું ?

શ્રીમંતોને તો પોતાના ધનથી જોઇએ તે સગવડ તરત મળી રહે છે. એટલે તમારી આર્થિક સ્થિતિ કેવી છે? તે તપાસવાની તકલીફ લેવાની તેઓને શી જરૂર ? તેઓની પાસે પૈસો હશે ત્યાં લગી

પોતાને ફાવતું કરશે.

પણ મારા વ્હાલાં ગરીબ ભાઇ બ્હેનો, તમે એવા શ્રીમંતોની પાછળ તણાઇને શા માટે નાહક હેરાન થાઓ છો? જ્ઞાતિની જે રૂઢિઓથી તમે ચગદાઇ જાઓ છો તેને હજી પણ શા માટે વળગી રહો છો?

જાગ્યા ત્યાથી સવાર ગણી આજથીજ ચેતી જઇને શ્રાવક સંઘના સભાસદ થઇને હજારો રૂપીઆ બચાવો, "કાકા મામા કહેવાના ને ઘરમાં હોય તે ખાવાના" એ કહેણુ ધ્યાનમાં લ્યો.

નહિતર જેમ જેમ વખત જતો જશે તેમ તેમ તમે વધુ ને વધુ ફસાતા જશો. તે તમારાં વ્હાલાં બાળકો માથે કરજનો બીન જરૂરી બોજા વધારી દઇને તેમનું જીવન પણ નાઉમેદ બનાવતા જશો. શાંતિઃ

## યુવાન કુંવારા મિત્રો

કરજદાર કુટુમ્બનો કરૂણાજનક કીસ્સો વાંચીને તમારા હૃદયને કાંઇ અસર થઇ ખરી કે ! લગ્ન વિગેરેની ખર્ચાળુ રૂઢિઓથી પુષ્કળ કુટુમ્બો પાયમાલ થઈ જઇને કંગાળ સ્થિતિમાં દહાડા ગુજારતા હજી પણ મોજુદ છે.

આથી તમારા સમજુ હૃદયને કાંઇ અસર થઇ હોય તો હવે જ્યાં લગી લગ્ન વિગેરેની ખર્ચાળુ પદ્ધતિઓ નાબુદ ન થાય ત્યાં લગી કોઇ પણ રીતે ન પરણવાનો દૃઢ નિશ્ચય તમારે કરી મૂકવો જોઇએ.

આટલો આત્મભોગ આપવાની શક્તિ હોય તોજ તમે મનુષ્ય ગણાઈ શકો.

તમે કહેશો "એમાં અમે શું કરીએ? માબાપોએ આ સવાલ વિચારવો જોઇએ. બીજા સૌને છોડીને અમારા પાસેથીજ આત્મભોગની માગણી કેમ કરે છે?"

તો તેનો જવાબ મેં અગાઉથી તૈયાર રાખ્યો છે.

"માબાપો જે કરજ કરી જાય તે તમારેજ ચુકવવાનું છે ને તેથી આ કામ બીજા કોઇનું નહિ પણ તમારૂંજ છે. તમારી જાતે તમે જે સ્થિતિ ઉત્પન્ન કરશો તેનાં ફળ તમે સારી રીતે ભોગવી શકશો.

બીજા ઉપાયો પણ છે, પણ તમે લગ્ન ન કરવાનો નિશ્ચય કરો તે શુદ્ધ ને ઉત્તમ સરળ ઉપાય છે. તેથીજ આ સલાહ ખાસ તમને આપું છું. તમારી ઇચ્છા થતી હોય તો મારી સલાહ સ્વીકારો. નહિતર હરકત નથી."

## પ્રભુનાં બાળકો

આપણી કઠણ દશાનું મૂળ કારણ એકજ છે.

આપણાં બાળકોને બાળપણમાં મનુષ્યજીવન વિષેનું ખરૂં શિક્ષણ આપણે નથી આપતા તેથીજ આપણે અધમ દશામાં ડુબતા જઇએ છીએ.

નીચે દર્શાવેલ જીવનપદ્ધતિ* અનુસાર જીવન જીવાય તો આપણે દરેક મુશ્કેલીમાંથી વગર અડચણે મુક્ત થઇને ખરો આનંદ અનુભવી શકીએ.

### ઉચ્ચ જીવન પદ્ધતિ

શ્રાવક-સંઘ તરફથી અમુક સ્થળે એક શાંત એકાંત વાડીમાં વિદ્યાશ્રમ, સ્વયંવર મંડપ, વિધવાશ્રમ, તથા એક વ્યાપારી

ખાતું સ્થપાય.

વ્યાપારી ખાતાંની આવકમાંથી સઘળો ખર્ચ નીકળી રહે. વધારો રહે તે મુજબ ગામેગામ જીવન રસાયન પદ્ધતિની ઔષધ-શાળાઓ, હુન્નર ઉદ્યોગ ખાતાંઓ વિગેરે સ્થપાઇ શકે. વળી ઉમદા પુસ્તકો મફત વહેંચવાનું પણ બની શકે.

પણ વ્યાપારી ખાતાંની ખીલવણી અગાઉ તો સઘળો ખર્ચ સંઘ તરફથી ઉપડવો જોઇએ.

શ્રાવક સંઘની દરેક વ્યક્તિએ પોતાના દીકરાને વિદ્યાશ્રમમાં ને દીકરીને વિધવાશ્રમમાં ચાર વર્ષની ઉંમર પુરી થાય એટલે મોકલી દેવાં.

શરૂઆતમાં વિદ્યાર્થીઓનું ભરણપોષણનું ખર્ચ તેમના માબાપોએ ભરવાનું રહે છે. તદ્દન ગરીબ વિદ્યાર્થીઓજ મફત દાખલ થઇ શકે.

## ૫ થી ૧૦; પાંચથી દશ વર્ષ સુધીની વયમાં

ગુજરાતી ભાષાનો સંપૂર્ણ અભ્યાસ; સામાન્ય જરૂરી હુન્નર જ્ઞાન; તન્દુરસ્તી જાળવવાનું સંપૂર્ણ જ્ઞાન; જીવન રસાયન પદ્ધતિનું વૈદકજ્ઞાન. સત્ય નીતિધર્મના ઉચ્ચ સંસ્કારો પાડવા માટે ફુરસદે તેમજ ખાસ પ્રસંગોએ ઉમદા ઉમદા દાખલાઓ. મહાત્માઓના જીવન પ્રસંગો વિગેરે સમજાવાય. સત્ય શ્રદ્ધા, પ્રેમ, આનંદ વિગેરે જીવનના મુખ્ય ભાવો મનુષ્ય તરીકેનું કર્ત્તવ્ય જીવનનું લક્ષ્ય વિગેરે ખાસ ધ્યાનથી શીખવાય.

## ૧૦ થી ૧૫; દશથી પંદર સુધીની વયમાં

સંસ્કૃત ભાષા ને સંગીતનું જરૂરી જ્ઞાન; ઉચ્ચ સંસ્કારો. અંગ્રેજી ત્રણ ચોપડીનું પાકું જ્ઞાન.

## ૧૫ થી ૧૯; પંદરથી ઓગણીસ વર્ષ સુધીની વયમાં

જીવન સ્વાશ્રયી બની શકે તેવા ઉપયોગી હુન્નર ઉદ્યોગોનું પાકું શિક્ષણ. શરીરની ખાસ આવશ્યકતાઓ પોતાની જાતેજ પુરી કરી લેવાનું શિક્ષણ. અંગ્રેજી ભાષાનું પાકું જ્ઞાન.

**નોંધ:**—કેટલાંક કારણોસર અંગ્રેજી ભાષાનું ધોરણસર જ્ઞાન મેળવીને આગળ વધવાનું હાલે ઉપયોગી ગણાય છે. તેથી જેમને મેટ્રીક પાસ થઇને આગળ અભ્યાસ કરવાની શક્તિ ને ઇચ્છા હોય તેમના તેવા અભ્યાસક્રમ માટે ધોરણસર રીતે અંગ્રેજી શીખવાની જુદી ગોઠવણ પણ હોઇ શકે. પણ તેવા અભ્યાસ માટે જુજ છોકરા માગણી કરશે ને છોકરીઓમાંથી તો ભાગ્યેજ કોઇ તેવી માગણી કરશે. જેથી મુખ્ય ક્રમ તો બાકીના બધાને કેવી રીતે શીખવવું તેને અનુલક્ષીનેજ ગોઠવાય.

આમ છોકરાઓ તથા કન્યાઓ માટે એક સરખોજ અભ્યાસ ક્રમ બદલાઇ જશે.

ઓગણીસ વર્ષનો છોકરો શિક્ષણ મેળવીને તૈયાર થઈ ગયેલ હોય છે. તેથી જો તેના માબાપની આર્થિક સ્થિતિ અગર શારીરિક સ્થિતિ સારી ન હોય તો છોકરાને તેમની સેવા ચાકરી ને મદદ માટે વિદ્યાશ્રમમાંથી પાંચ વર્ષ માટે રજા આપવામાં આવે છે. ને જો તેમ કરવાની જરૂર ન જણાય તો એ પાંચ વર્ષમાં ઉચ્ચ વ્યવહારિક અનુભવજ્ઞાન તેમજ તત્ત્વજ્ઞાનનું ઉચ્ચ સમજવાળું સર્વોત્તમ શિક્ષણ અપાય છે.

છોકરાની વય આમ ચોવીસ વર્ષની પુરી થઇ જાય એટલે

તરત તેને સ્વયંવર મંડપમાં દાખલ કરવામાં આવે છે. અને ઓગણીસ વર્ષની કન્યાઓને પણ છોકરાઓ સાથેજ સ્વયંવર મંડપમાં દાખલ કરવામાં આવે છે. કેમકે હવે ફક્ત એકજ વર્ષ પછી બન્નેને ડગલે ડગલે જુદી જુદી જાતની ફરજો ને કર્તવ્યોથી ભરેલા ગૃહસ્થાશ્રમમાં દાખલ થવાનું છે. જીવનની વ્યક્તિગત સ્વતંત્રતા છોડી ને વિશુદ્ધ પ્રેમનાં આનંદદાયક બંધનોમાં બંધાવાનું છે.

પતિને માથે પોતાનાં માબાપની ભક્તિ કરવાની; ભાઈબ્હેનો તરફ ખરો પ્રેમ રાખવાની, સ્નેહી જનોના અન્યાયી વર્તનમાંથી પોતાની નિર્દોષ પંખિણીને બચાવવાની ને કુટુંબનો નિર્વાહ ચલાવવાની તેમજ દમ્પતીના જીવન વિકાસની મહાન ફરજો તૈયારજ ઉભી હોય છે.

પત્નીને માથે તો તેથી પણ વધુ ગંભીર ફરજો હોય છે. પ્રથમ તો એક વર્ષના સમાગમથી તેણીએ પોતાને અનુકૂળ જણાય તેવા હૃદયનો સ્વામી પોતાની જાતે શોધી લેવાનું રહે છે. તેને પરણી ચુકયા પછી તો પોતાનું આખું જીવન પતિને ચરણે અર્પવાનું રહ્યું. પતિમાં તેણીએ પ્રભુ જોવા જોઇએ. પતિ પસંદગી એ જીવનનો સૌથી મહત્ત્વનો સવાલ છે. ભવિષ્યનું આખું જીવન એ સવાલ પર અવલંબેલું છે.

ગૃહકાર્યો ઝડપ ને કુશલતાથી પતાવી નાખવાં; કુટુમ્બના દરેક જણની સગવડો સાચવીને તેમનાં મનને રાજી રાખવાં; અણસમજુ કુટુમ્બી જનોનું અન્યાયી વર્તન પણ હસતે મુખે સહન કરી લેવું. ગમે તેવાં સંકટો આવી પડવાં છતાંએ અચળ ધૈર્યથી સઘળું સહન કરી લેવું ; આખા કુટુમ્બનું જીવન વિકસાવવાને બનતું કરવું ; સઘળુ

સભ્રા છતાં પતિ પાસે કશીએ વાત ન જવી જોઇએ કે જેથી તેના મનની શાંતિ કાયમ રહે, પતિનું જીવન સ્વતંત્ર ને આનંદી બને તેમાંજ પોતાના જીવનની સફળતા અનુભવ. ને અહર્નિશ પતિ-પરાયણ થઇ રહેવું વિગેરે એક ગૃહિણીની ફરજો છે.

આ સઘળું ઉત્તમ રીતે સમજી લેવા માટે વિદ્યાશ્રમમાં વસતા છોકરાઓ તથા વિધવાશ્રમમાં વસતી કન્યાઓએ પ્રભાતે વહેલાં ઊઠીને પોતપોતાનાં નિત્ય કર્મ કરી લઇને સ્વયંવર મંડપમાં દાખલ થઇ જવું.

સ્વયંવર મંડપમાં સવારના નવ વાગ્યા સુધી સરસ્વતીચંદ્રનું સમજણ સહિતનું વાંચન ચાલે. પછી સૌ જણ જમી લઇને સાડા દશ વાગ્યે પાછાં એકઠાં થાય.

સાડા બાર વાગ્યા સુધી સૌ પોતપોતાની મરજી મુજબ આશ્રમની વાડીમાં હરે ફરે. અગર પોતપોતાને અનુકૂળ પડતું વાંચે લખે કે ગમે તે ધંધો કરે.

સાડા બારથી સાડાત્રણ વાગ્યા સુધી પાછું સરસ્વતીચંદ્રનું વાંચન ચાલે.

પછી જમી લઇને પાછા સાડા પાંચ વાગ્યે હાજર થઇ જાય. એક કલાક લગી કસરત ને રમતગમત કરે.

સાડા છ થી આઠ વાગ્યા લગી તે દિવસના વાંચનનું મનન તથા શંકા સમાધાન થાય. ને તે મુજબ વર્તવાનો પ્રયાસ કરવાનો સૌ વિચાર કરે.

આઠ વાગ્યે છોકરાઓ વિદ્યાશ્રમમાંને છોકરીઓ વિધવાશ્રમમાં પાછાં ચાલ્યાં જાય. આવી રીતે એક વર્ષમાં સૌ બરોબર તૈયાર થઇ જાય.

એટલે છોકરાની ઉંમર પચીસ વર્ષની ને કન્યાઓની વીસ

વર્ષની થઇ રહે. હવે ચાલતા વિષયથી જરા દૂર જઇને એક આનંદી સ્વપ્ન જોઇએ.

આવાં ઉચ્ચ જ્ઞાન ને વિશુદ્ધ સંસ્કારોવાળી આ કન્યાઓ જ્યારે ગૃહિણીઓ બનશે ત્યારે ગૃહસ્થાશ્રમ દીપી રહેશે. જીવનનો સત્ય અર્થ ત્યારેજ સમજાઇ જશે.

આવું જીવન એ કાંઇ અશક્ત વાત નથી. તેમજ ખાલી કલ્પના પણ નથી. સત્ય જીવનજ આ છે.

આવા સુંદર સંસ્કારોમાંથી ઘણાખરા સંસ્કારો મેળવીને કોડાયવાળા ભાઇ કલ્યાણજી ધનજીની બ્હેન લક્ષ્મીદેવીએ આપણે ઉપર વર્ણવી ગયા તેવુંજ જીવન જીવી બતાવીને આ વાતની શક્યતાની હજી હમણાંજ સાબીતી કરી આપી છે.

હાલે એવી દેવીઓ બીજે નજરે પડતી નથી તેનું કારણ ફક્ત એટલુંજ છે કે આપણાં વહાલાં બાળકોને જીવન વિષેનું જરૂરી જ્ઞાન આપવામાં આપણે તદ્દન બેદરકાર છીએ.

જ્યારે એવી બેદરકારી દૂર કરીને વીસ વર્ષ લગી ઉત્તમ સંસ્કારો અપાવીશું ત્યારે ઘેર ઘેર લક્ષ્મીદેવીઓ વિરાજી રહેશે. સરસ્વતીચંદ્રમાંની દેવી ગુણસુંદરી, સૌભાગ્યદેવી, કુમુદબ્હેન ને કુસુમ બ્હેન એ ચારે પાત્રોના જીવનનું એકીકરણ એકજ હૃદયમાં થશે. ત્યારે જીવન એવું તો સર્વોત્તમ બની જશે કે મૃત્યુલોકના માનવીઓના ખોળામાં રમવાને સ્વર્ગના દેવો પણ હરિફાઇ કરશે.

ખાસ ન છુટી શકાય તેવા સંજોગો સિવાય દરેક જણને સરસ્વતીચંદ્રનો અભ્યાસ કરવાનું તો રહેશેજ. ભવિષ્યમાં જેની સાથે લગ્નથી જોડાવાનું હોય તેના સ્વભાવથી વાકેફ થઇ જવા માટે દમ્પ-

તીને જે સહવાસની જરૂર છે તે પણ સ્વયંવર મંડપ વ્યવસ્થાથી મળી રહે તે ઉત્તમ છે.

દર સાલે તા૦ ૧ લી જાન્યુઆરીને દિવસે સંઘની મળેલી મહાસભા સમક્ષ સૌનાં લગ્ન થઇ જાય.

એ મહાસભા તા૦ ૨૯ મી ડીસેમ્બરને દિવસે રાતે એકઠી થઇ જાય. તા૦ ૩૦ મી તથા ૩૧ મી એ સંઘનાં સઘળાં સ્ત્રી પુરૂષોની સંમતિથી જીવનનો વિકાસ કરનાર ઠરાવો ઘડાઇને તે મુજબ વર્તવાના સ્પષ્ટ ઠરાવો પસાર થાય.

તથા જેઓને દમ્પતી તરીકે જોડાવું હોય તેઓ પોતપોતાના વડીલ જનોની સંમતિ મેળવી લે. ગમે તે કારણસર જેઓનું લગ્ન ન થઇ શકે તે પાછળનાં વર્ષોમાં ગમે ત્યારે આવીને સ્વયંવર વહીમાં પોતાનું નામ નોંધાવીને પરણી શકે છે.

તા૦ ૧ લી જાન્યુઆરીને દિવસે સઘળા સંઘજનો સાત વાગ્યા અગાઉ સ્વયંવર મંડપમાં દાખલ થઈ જાય. સાત વાગે સ્વયંવર મંડપનો વ્યવસ્થાપક સ્વયંવર વહી લઇ આવે એટલે લગ્નમાં જોડાવા ઇચ્છનાર વર કન્યાએ તે વહીમાં પોતાની સહી કરવાની. પછી વડીલો પણ સહી આપે.

સઘળાં દમ્પતીઓએ સહી કર્યા પછી સંઘજનોની વચ્ચેના ખાલી રખાએલ ચોકમાં ઉભાં રહીને પ્રભુ પ્રાર્થના કરે; પછી કન્યા પોતાના સ્વામીને સંબોધીને બોલે–

" આપણાં હૃદયની તથા વડિલોની સંમતિ લઇને આપણે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયા છીએ. ફકત દેહલગ્નમાંજ લગ્નનો અર્થ સમાઇ જતો નથી. વિશુદ્ધ પ્રેમથી દમ્પતીનો આત્મા પરસ્પર

ઐક્ય અનુભવે ને બને એકજ થઇ રહે તેનું નામ લગ્ન.

વ્હાલા, એવા વિશુદ્ધ પ્રેમથી પ્રેરાઇને મારૂં સર્વસ્વ આપને ચરણે સમર્પુ છું. મારા હાથે કાંતેલા સુતરની આ વિશુદ્ધ માળા હું આપને ગળે આરોપું છું; તે સ્વીકારીને મને કૃત્યકૃત્ય કરો." એમ કહીને માળા પહેરાવવી.

પછી તેના સ્વામીએ બોલવું-

"પ્રાણ સખી,

તારા સ્વહસ્તે કંતાએલ સુતરની આ માળા મારા ખરા હૃદયના આનંદપૂર્વક સ્વીકારીને હું મને ભાગ્યશાળી ગણું છું.

મારી વ્હાલી,

લગ્નનો જે સત્ય અર્થ તેં દર્શાવ્યો તેને સાર્થક કરવાને મારાં હૃદયની અધિષ્ઠાત્રી દેવી તરીકે હું તારી સ્થાપના કરૂં છું. તારા જેવી પ્રેમાળ દેવીને મારી પત્ની તરીકે સ્વીકારીને આજે હું પોતેજ કૃતાર્થ થયો છું."

આમ બોલીને બંને જણ પ્રમુખને નમસ્કાર કરી આવીને એક તરફ સાથે જોડાઇને ઉભાં રહે.

આવીજ રીતે દરેક દમ્પતી જોડાઇને બધા એક સાથે ઉભાં રહી જાય એટલે પ્રમુખે આર્શીવાદ આપવો:-

"પ્રભુનાં વ્હાલાં બાળકો,

બ્રહ્મચર્યાશ્રમમાં મનુષ્ય જીવનને લગતું સંપૂર્ણ જ્ઞાન તમે સંપાદન કર્યું છે. આજથી તમે ગૃહસ્થાશ્રમમાં જોડાયાં છો હવે તમારાં વડિલો સાથે રહીને તમારાં ગૃહસ્થાશ્રમને સફળ બનાવવાની તમને છુટ છે.

તમોને મળેલ જ્ઞાનનો સદુપયોગ કરીને તમારૂં કૌટુમ્બિક જીવન, સુખી, સ્વતંત્ર, શાંતિમય ને આનંદી બનાવો એવી આશીષ ખરા હૃદયથી આપું છું.”

આમ સભા બરખાસ્ત થાય.

લગ્ન પ્રસંગે છોકરાએ ગંભીર મુખ રાખવું, કે કન્યાએ લાંબો લાંબો ઘુમટો તાણવો એવી એવી બીનજરૂરી ક્રિયાઓ સંસ્કારી દમ્પતીઓ નહિ પાળે.

બાળકો સદાએ હસમુખા ને આનંદી જણાય તેથી તો વડિલોએ ઉલટું આનંદ માનવો જોઇએ.

ઢોંગી દેખાવોથીજ વડિલોની મર્યાદા સચવાય એવી માન્યતા ભૂલભરેલી જણાય છે. વડિલોની સંપૂર્ણ સેવા કરી બતાવ્યાથીજ તેમની મર્યાદા જળવાય છે.

એવા ઘણાઘણા સુધારા વધારા તો વગર મહેનતે થઇ જશે. મુખ્ય સવાલ મજબૂત પાયો પાડવાનોજ છે.

## શ્રાવક સંઘના સામાન્ય નિયમો.

૧. છોકરો ઓછામાં ઓછા પચીસ વર્ષે ને કન્યા વીસ વર્ષની વયે પરણી શકે તેમ હોવાથી કન્યાવિક્રય ને બાળલગ્નનો સવાલ તો ઉડીજ જાય છે.

એટલી ઉંમરે પરણેલાં દમ્પતીઓનો બાંધો મજબૂત હોય તેથી તેમજ તન્દુરસ્તીના નિયમાનુસાર તેમનું વર્તન હોવાથી હમણાંની માફક અકાળ મૃત્યુ થવાના દાખલા જૂજજ બને તો ભલે. ને જે કોઇ બ્હેન વિધવા બનશે તે પોતાના ઉત્તમ જ્ઞાનને લીધે જરા પણ ન મુંઝાતાં સંઘસેવા કે પ્રભુભકિતમાં જોડાઇ જઇને ઉલટું

આદર્શ જીવન ગાળશે એટલે વિધવાઓનો સવાલ પણ નહિ નડે.

૨. પણ અત્યાર અગાઉ જે નાની વયની બાળાઓ વિધવા બની ચુકી છે. તેઓનું મન કેવું હશે તે તો પ્રભુ જાણે. જેથી શ્રાવક-સંઘને એવી બાળ વિધવા બ્હેનો ભરણપોષણ વિગેરેની મદદ અપાવવા માટે અરજ કરશે, તો તે ઉપર શ્રાવક સંઘની પહેલી સભામાંજ પુરતો વિચાર થશે. ને બની શકતી મદદ આપવા અપાવવાને શ્રાવક સંઘ પોતાથી બનતું કરશે.

૩. શ્રાવક સંઘની વ્યક્તિઓ ફેન્સી કિંમતી કપડાં કે એક પણ દાગીનો નહિ પહેરી શકે. લગ્નમાં બીજું તો કશું પણ ખર્ચ પડતું નથી જ્ઞાતિભોજનની પણ છુટ નથી. કેમકે સંઘના બંધુઓને એક બે ટંક સારાં સારાં ભોજન જમાડવાથી તેમનું જરા પણ આત્મિક કલ્યાણ નથી થતું.

મૃત્યુ પછીનું ભોજન તો સમજુ જનોને શરમાવનારૂં છે તે આપણે નજર કરીએ. આથી આપણે મોટા ખર્ચમાંથી સહિસલામત ઉગરી જઇશું.

૪. જ્યાં લગી ૨૫ ને ૨૦વાળી જીવન પદ્ધતિ ચાલુ ન થઇ જાય ત્યાં લગી પણ લગ્નો તો તા. ૧લી જાન્યુઆરીને દિવસેજ વગર ખર્ચે થઇ જવાં જોઇએ. શ્રાવક-સંઘના સભાસદો ન હોય તેઓ પણ એજ પદ્ધતિ અનુસાર લગ્નો કરી શકે છે.

૫. સંઘમાં જે પુરૂષ સત્યનિષ્ઠ, અનુભવી, ને કાર્યકુશળ તથા વ્યવસ્થા કરવાની શક્તિ ધરાવનાર જણાય તેને સંઘના મહાત્મા તરીકે નીમવો. બીજા સૌ તેને વ્યાજબી સલાહ આપે તે પરથી તે જે

નિર્ણય આપે તે સૌ જણે કબૂલ રાખવો. તેના પ્રત્યે સૌએ ખરો પૂજ્યભાવ રાખવો.

એ મહાત્માના જીવન નિર્વાહનો તેમજ તેના કુટુમ્બના નિર્વાહનો બંદોબસ્ત પણ સંઘ તરફથી થવો જોઇએ કે જેથી તે પોતાનું આખું જીવન વગર અડચણે સંઘ-સેવામાં ગાળી શકે.

જ્યારે તેનામાં જરાપણ પક્ષપાત કે અસત્યતા સંઘને જણાય ત્યારે તેને પદભ્રષ્ટ કરીને બીજા લાયક માણસો તેની જગ્યાએ નીમવાની સંઘને સત્તા છે.

૬. કોઇક કારણસર સંઘના નિયમોથી વિરૂદ્ધનું વર્તન કોઇને કરવું પડતું હોય તો મહાત્માની સંમતિ મેળવી લઇને તેમ કરવાની તેને છુટ છે.

તેમજ શ્રાવક-સંઘના સભાસદ થઇ ચૂકયા પછી પણ કોઇ ભાઇ બ્હેનનો વિચાર બદલે તો કશી પણ હરકત વિના તે પોતાની સહી પાછી છેકી નાંખી શકે છે.

મતલબ કે શ્રાવક સંઘનો સભાસદ કશા પણ બંધનથી બંધાઇ જતો નથી. હૃદયનું બંધન તો હૃદયવાળાને માટેજ હોય. તે તો વગર સહી કર્યે પણ બધું કરી શકે છે.

શ્રાવક સંઘ એ કોઈ નવીન પંથ નથી તે ખાસ ધ્યાનમાં રાખવું. જ્ઞાતિ બંધારણોની અંદર રહીને દરેક શ્રાવક શ્રાવક-સંઘનો સભાસદ થઇ શકે છે. જ્ઞાતિ બંધારણો તોડી નાખવા ખાતર નહિ, પણ તેઓમાં ઘુસી ગએલા વિઘાતક બંધનોમાંથી સંઘજનોને મુકત કરીને તેમને સ્વતંત્ર, શાંતિમય ને આનંદમય જીવન અર્પવાના વિશુદ્ધ ઉદ્દેશથીજ આ શ્રાવક સંઘની યોજના ઘડી છે.

૭. થોડાજ વખત રહીને શ્રાવક સંઘની કારોબારી સભા મળશે તેઓ સૌ સંઘજનોની સંમતિથી અનુકૂળ પડતું બંધારણ ઘડવામાં આવશે ને તે બંધારણ મુજબ તા. ૨૯મી ડીસેમ્બર ૧૯૨૪ને રોજ શ્રાવક સંઘની પ્રથમ મહાસભા મળશે ને તે વખતે જેમની ઇચ્છા હશે તે શ્રાવક સંઘની લગ્ન પદ્ધતિ અનુસાર પોતપોતાનાં બાળકોનાં લગ્ન કરી શકશે.

૮. સભાનું મળવાનું સ્થળ હાલ "કોડાય શાંતિ નિવાસ" છે. સૌ જનોએ જમવા વિગેરેનું ખર્ચ હાલ પોતપોતાનેજ ચુકવવાનું છે.



## જીવનનું રહસ્ય

ધનાશ્રી ગજલ

જીવનને પ્રભુ પ્રભુ મહીં જોડ, હવે તું બંધન જગનાં છોડ;
હૃદયમાં પ્રેમને પ્રગટાવ, દીલે તું ધુન પ્રભુની જગાવ.
જીવનને૦

અર્પણતાની આગને અંતર મહીં સળગાવ
અહંભાવ ત્યાગી કરી તું ધ્યાન પ્રભુનું ધાર.

પ્રિયે તું ધ્યાન પ્રભુનું ધાર
મુખેથી પ્રભુ પ્રભુજ પોકાર
જીવનને૦

આ પત્રિકા વાંચી જનારની ઇચ્છા થઇ હોય તો એન૦ એમ૦ ત્રિપાઠી કું૦ કાલબાદેવી રોડ મુંબઇવાળા પાસેથી સરસ્વતીચંદ્રના ચારે ભાગ મંગાવીને વાંચી શકે.

સિવાય નીચેનાં પુસ્તકો જીવન વિકાસક છેઃ—

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ પાસેથી મળી શકનારાંઃ

૧. ભગવદ્‌ગીતા
૨ રામકૃષ્ણ પરમહંસના બંને ભાગ સાથે આવે છે તે
૩. ભાગ્યના સૃષ્ટાઓ.
૪. સંસારના સુખો.
૫. પઢિઆરનાં સ્વર્ગનાં પુસ્તકો
૬. આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન

એ કાર્યાલયનાં બીજાં પણ ઘણાં ઉત્તમ પુસ્તકો છે પણ તે અહીં દર્શાવવાની જગ્યા નથી.

અરવિન્દ તત્ત્વ પ્રચારક સંઘ કચ્છ-બીદડાવાળા તરફથી મળતાં અરવિન્દ ઘોષના પુસ્તકો.

| | કિમ્મત. | | કિમ્મત. |
|---|---|---|---|
| ૧ જગન્નાથજીનો રથ | ૦-૧-૬ | ૫ ગીતા નિષ્કર્ષ | ૩-૧૨-૦ |
| ૨ અરવિન્દઘોષના પત્રો | ૦-૬-૦ | ૬ કર્મયોગ | ૩-૧૨-૦ |
| ૩ યોગિક સાધન | ૦-૬-૦ | ૭ જ્ઞાનયોગ | ૩-૧૨-૦ |
| ૪ ઇશોપનિષદ્ | ૧-૦-૦ | ૮ વેદોનું રહસ્ય(છપાય છે.) | |

**પ્રભુનાં વ્હાલાં બાળક,**

ગમે તેટલાં તરફડીઆં મારવા છતાંએ આખરે જેમાંથી કશું વળવાનું નથી, એવા ઘાણીના બેલ જેવા કંગાળ અને શુષ્ક જીવનમાં પડી રહેવાનું તને ગમેજ કેમ છે?

વ્હાલા દોસ્ત! તું તો પ્રભુને સૌથી પ્યારો છે. તારી ઇંદ્રિયો ને મન વડે મેળવેલા સઘળા સંસ્કારો, સઘળી ભાવનાઓ તથા અહંતા ભરેલા ખ્યાલોને છોડી દઇને પ્રભુમય બની જા અને વિશ્વપ્રેમ અનુભવ.

પણ વ્હાલા મિત્ર! તું કેમ અચકયો?

મહાત્મન્! આપની વાણી સાંભળીને અવર્ણનીય આનંદ થયો. સામાજીક ને કૌટુમ્બિક ખર્ચોથી દબાઇ જવાથી દિનરાત ધંધો કર્યા કરૂં છું તો પણ છુટકો નથી થતો. મને લાગે છે કે મારી અર્ધી જીંદગી એળે ગઇ. હવે હું તો કંટાળ્યો. મારે તો હવે દીક્ષા લેવી છે.

ભૂલ્યો ભાઇ, તું ભૂલ્યો. ખર્ચના બોજાથી કંટાળી જઇને નિર્માલ્યપણે દીક્ષા લઇ લેવાથી શું સાર્થક કરીશ? કુટુમ્બને આમ રખડતું છોડી દેવાનું તને વ્યાજબી લાગે છે કે?

સંકટોથી ડરીને નાસી છુટવું એ કાંઇ સંકટ ટાળવાનો ઉ[illegible] નથી. નિર્ભયતાથી ગમેતેવાં સંકટોને દૂર કરવાં અથવા તો ધૈર્યથી સં[illegible] સહન કરવાં. એ સિવાય છુટવાનો ત્રીજો માર્ગ સારો ન ગણાય.

સંકટોમાંથી બહાદુરીથી રસ્તો કરતાં કરતાં પ્રકૃતિનો વિક[illegible] થઇ જાય તે ખાતર પ્રભુએ તને સંકટમય સ્થિતિમાં મૂક્યો [illegible] એમાંથી મુક્ત થવું હોય તો આ પત્રિકા વાંચીને શ્રાવકસંઘ[illegible] સભાસદ બની જા, યાર! એમ કર્યાથી જે શાંતિ ને આનંદ તું અ[illegible] મનીશ તે હમણાં તારા ખ્યાલમાં પણ નહિ આવે.

વ્હાલા મિત્ર, યાદ રાખ કે બીનજરૂરી પણે જે પૈસા ઉડા[illegible] નાખીશ તે ફોકટ જશે. ને છેવટે તો ફક્ત પસ્તાવાનુંજ રહેશે.

# અમદાવાદમાં આફત



આણી ચુકયો સો વરસ જીવે.

લેખક:-
પટી રણછોડલાલ ખેમચંદ કપડવંજવાળા.

—પ્રકાશક—
રહીમોદ્દીન લાલામીયાં "જહીન."
ઠે. દીલ્લી ગેટ,–અમદાવાદ.



આવૃત્તિ ૨ જી, પ્રત ૧૦૦૦.

કીંમત એક આનો.

આ ચોપડી શ્રી અમદાવાદ ફ્રાંકન આર્ટ પ્રિ. પ્રેસમાં
માલીક, સુલેમાન ઇબ્રાહીમે છાપી.
ઠે: જુમા મસ્જીદ સામે,–અમદાવાદ.

વાંચો જરૂર વાંચો. નહિ વાંચો તો પસ્તાશો.

૭૮૬





## જાહેર ખબર.

અમારે ત્યાં સર્વે જાતની માચીસ, સીગારેટ, ચીરૂટ, મીણબત્તી, દરેક જાતના સાબુ, પીપરમેન્ટ તથા કટલેરી સામાન મળે છે. એક વખત પધારવા કૃપા કરશો.

તા. ક.—બહાર ગામના ઓર્ડર ઉપર ખાસ ધ્યાન આપવામાં આવશે.

**અબદુલરહેમાન ગુલામમોહંમદ માચીસવાલા.**

ઠે. જુમા મસ્જીદ કુવા પાસે દુ. નં. ૫૧૭૨,

**અમદાવાદ.**

---

ખુશ પ્રસંગ માટે. ખુશ પ્રસંગ માટે.

૭૮૬



## જાહેર ખબર.

અમારે ત્યાં ચાદરાઓ, ચન્નીઓ, તંબુઓ, રાવટીઓ, કિનાતો, બિછોના તથા મંડપનો સામાન વીગેરે તદ્દન નવા અને સારી હાલતમાં ઘણુંજ સસ્તા ભાવથી ભાડે આપવામાં આવે છે તથા અમો મંડપ બાંધવાના પણ કોન્ટ્રાકટ રાખીએ છીએ.

તા. ક.—બહાર ગામના ઓર્ડર ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

**ચાદરાવાલા નબીભાઇ અઝીઝભાઇ.**

ઠે. પાંચકુવા નવી મહોલત ઘર નં. ૩૯૯૬, **અમદાવાદ.**

શ્રી

# અમદાવાદમાં આફત.

## પ્રકરણ ૧ લું.

રાજનગરના રળીયામણી માણેકચોકમાં એક ગંજાવર સોના ચાંદીના વેપારીની પેઢી ચાલતી હતી. શેઠનું નામ રતનચંદ હતું. પેઢીમાં સ્વચ્છ ગાદી, તકીયા, હાંડીઓ, ઝુમ્મરો, જુના જમાનાનાં ઉત્તમ કારીગરોએ ચિતરેલા સુશોભીત તખ્તા રંગબેરંગી ટાંગેલા હતા. આખી પેઢીમાં ઈલેક્ટ્રીક લાઈટ સુંદર ગ્લોબથી શણગારેલી હતી. પેઢીના આગળની બેઠકમાં મોટા મુનીમની અને તેની બાજુમાં રેશમી ફ્લાવર સુંદર કપડાથી મઢેલી ગાદી શેઠની હતી. તેના સામે સુશોભીત સોનું ચાંદી જોખવાનો કીંમતી કાંટો કાચના કવર સાથે ઝળકી રહ્યો હતો. આ કાટાંના વજનમાં રતીપુર ફરક પડતો નહોતો. કાંટાની બાજુમાં પીત્તળનો નકસીદાર કઠેરો કોઈ ઉત્તમ કારીગરોએ બનાવેલો હોવાથી દરેક બજારવાળાઓ આ કઠેરાની તારીફ કરતા હતા. પેઢીમાં સુંદર ગાલીચો બીછાવેલો હતો તેની પાસે મુનીમનું ટેબલ હતું તે પર દેશાવરના કાગળો, રોજમેળ, ખાતાવહી વિગેરે કામના કાગળો પડેલા હતા. મુનીમના હાથ નીચે દશબાર મહેતા ચોપડા લખવા તેમજ બજારનું કામકાજ કરવા સારૂ રાખેલા હતા. તો પણ બહોળા વેપારને લીધે નામું પુરેપુરૂ થતું નહોતું. દેશાવરથી ચાંદી સોનાના ભાવની વધઘટના તાર, કાગળો અંગ્રેજીમાં લખેલા આવતા હોવાથી વાંચવા

જવાબ, આપવા માટે એક મેટ્રીક પાસ થયેલો કલાર્ક પચીસ રૂપીઆના પગારથી રોકવામાં આવ્યો હતો અને તેને સખ્ત તાકીદ આપવામાં આવી હતી. કે " ગુજરાતીમાં તરજુમો કરી કાંઇપણ બોલ્યા વગર શેઠ અથવા મુનીમને આપવો. " જેથી પેઢીના માણસો કે બીજા વેપારીઓને ભાવની વધઘટની ખબર પડી શકે નહિ. શેઠનો બહોળો વેપાર જોઇ કેટલાક નાના વેપારીઓ અચંબામાં પડતા હતા. કેમકે આ પેઢી પુર્વે સાઠ વર્ષ પહેલાં કરમચંદ શેઠે સ્થાપી હતી. આ વખતે આઠ વર્ષ થયાં કરમચંદ શેઠ રતનચંદને ત્રીશ વર્ષની પુખ્ત ઉમરે મુકી સ્વર્ગવાસ થયા હતા. શેઠની માફક રતનચંદ વેપારમાં પ્રવીણ હતો. કરચંદ શેઠે મૃત્યુ વખતે ચારલાખ રૂપીઆની મોટી રકમ સોંપી હતી. તેમના ગુજર્યા પછી ચાર વર્ષ વેપારમાં સુખરૂપ નીવડયાં હતાં. પણ બીજાં ચાર વર્ષથી ઉથલપાથલ થવાથી રતનચંદ શેઠને પાંચલાખનું મોટું નુકશાન લાગ્યું હતું. પરંતુ નામાંકિત પેઢી હોવાથી નાણાંની ઉથ-લપાથલ વધારે ચાલતી અને કરમચંદ શેઠ મોટી સ્થાવરજંગમ મિલકત મુકી ગયા છે; એવા ભરમભેદથી હજારોની હુંડીઓ નામપર જતી આવતી. અને તેમની હુંડી એક સમે જંગલમાં પણ શીકારવામાં આવતી શાથી કે ભરમ અને પ્રમાણીકપણાનો પ્રભાવ હતો. થએલા નુકશાન વિષે કોઇપણ જાણતું નહોતું. કેમકે ખાતાવહી શેઠ પોતે ખતવી કબજે રાખતા હતા, ફકત મુનીમ સ્હેજ જાણતો હતો.

પેઢીમાં દરરોજ સીલીક ત્રીસ હજારથી વધુ રહેતી હતી. ખાનગી મસલત શેઠ મુનીમ ઉપરના દીવાનખાનામાં ચલાવતા. રતનચંદ કર-જદારી હોવા છતાં દોરદમામથી પોતાનો કાર્ય વ્હેવાર ચલાવતા હતા. પરંતુ કમ્ભાગ્ય કરજદારોની કાળદેવી દીવાળી નજીક આવવા લાગી જેથી શેઠને ઘણી ચીંતા થતી હતી.

રાજનગરની રળીયામણી દીવાળી નગરજનોને આનંદ આપનાર રેશનીથી શણગારેલી, દીવ્યમાન. દીવાળીને કરજદારોની કાળરૂપ દીવાળી કહેવાને જરાપણ શંકા નથી; કેમકે આ પર્વ વહેપારીઓને બીલકુલ સુખરૂપ નથી આસો વદી દશમ થાય કે દરેક વહેપારીઓ એક બીજાનો ચાલેલો વહેવાર તે દિવસથી સમજી લેણું લેવા તજવીજ કરે છે. આસો વદી અમાસના રાતના બાર વાગ્યા સુધી હિસાબ ચુકતે લેવા સખ્ત ઉઘરાણી કરી કરજદારને અકળાવે છે. બિચારા પારકી પુંજી પર વહેપાર કરનારનું પોકળ દીવાળીમાં ખુલ્લું પડે છે, કેટલાક દરદાગીના વેચી, અગર ગમે તે વ્યાજે ગીરો મુકી કરજ પતાવે છે, કેટલાક નાઇલાજે દુકાન બંધ રાખી ઘરના ત્રીજે માળે પેસી રહી ઓને શીખવાડી મુકે છે કે "બજારમાં ગયા છે." એમ કહેવડાવી ઇજ્જત રાખે છે. અને સખ્ત ઉઘરાણી થવાથી નાઇલાજે નાદારી કોર્ટમાં જઇ નોંધાવે છે. કેટલાક ગરીબ વેપારી દરેકને તે દિવસે નાણું ચુકતે કયાંથી આપે ના આપી શકે તો નાદાન ઉઘરાણી કરનારાઓ ધાંધલ મચાવી ઓટલા પર બેસી બુમાબુમ કરે છે, અને એક બીજાને ખબર પડતાં દશવીશ ભેગા થઇ બિચારાને ઇજ્જત બેઇજ્જત બનાવી કાયર કરે છે. તેથી બિચારા નાદારી નોંધાવે એમાં કાંઇ પણ નવાઇ નથી. આ રીવાજ અમદાવાદની આફતરૂપ છે. કેમકે માંગળીક પ્રસંગે કરજદાર આનંદ નહી માનતાં ઘરમાં છુપાઇ રહેનારા બિચારા ઘણા છે, કેમકે તેઓ આબરૂ સાચવવા નાણાં મેળવવા પ્રયત્ન કરવા છતાં ના બને ત્યારે છુપાઇ રહેવું ઉત્તમ માને છે, કરજ ! ખરેખર પિશાચ રૂપ છે. કેમકે અશિવર દેણદાર બળે છે, કંપી ઉઠે છે કે જવાબ શું દઇશું ? દીવાળીના દીવસોમાં દ્રવ્યવાન ધનાઢયો મનહર મોજશોખ ભોગવે, મિષ્ટભોજનો કરે, ઉત્તમ વસ્ત્ર સજી વૈભવ ભોગવે, અને બિચારા દ્રવ્યહીન મનુષ્યોની અધમગતી થાય તે અનુભવી સમજી શકે છે. કહ્યું છે કે !

લેણદારનું સ્મરણ કરવાથી શરીર કંપે છે, નજરે જોવાથી બુદ્ધિ નાશ પામે છે. જવાબ શું આપવો તે સુજતું નથી. અરેરે ! એવું લેણદાર નામનું મોટું ભૂત છે ! કે તે ભુતનું સ્મરણ કરવાથી ને જોવાથી તેમજ થાય છે.

એવીજ રીતે આસો વદી અગીઆરસ આવવાથી પેઢી પર અનેક વેપારીઓ હિસાબ કરવા આવવા લાગ્યા તે પ્રમાણે દરેક વેપારી સાથે હીસાબ શેઠ અને મુનીમ કરતા હતા. અને અમાસના દિવસે નાણાં ચુકતે લઇ જવા કહેતા હતા, દશ વીશની નાની રકમો ચુકાવી આપતા. મોટી રકમ વાળાને અમાસની મુદત આપતા હતા. તો પણ આ ગંજાવર પેઢી સામે ઉંચા વચને કોઇ બોલી શકે તેમ નહોતુ. કેમકે બહોળો વેપાર હોવાથી દરેકને હમેશાં કામ પડતું હતું. સર્વ વેપારીઓના હીસાબ ચૌદશના દીવસે પરિપુર્ણ થયા. સંધ્યા સમયે લેણાદેણાનો કુલ આંકડો ઝવેરચંદ મુનીમે શેઠના હાથમાં મુકયો. લેણી રકમ કાપતાં આવતી કાલે પાંસઠ હજારની રોકડ રકમ ચુકવવી પડશે તે કયાથી લાવી આપવી અને આબરૂ સાચવવી, તહેવારના દીવસે અન્ય જગોએ ઉછીતા પણ કેમ માગી શકાય તેમ હુંડી પણ લખાય નહિ કે લેવાય નહિ. શેઠની મુઝવણનો પાર રહ્યો નહિ. મુનીમ બિચારો મનમાં મુઝાતો હતો કે થશે શું ? પણ નાઇલાજે બિચારો શેઠની દુ:ખદ સ્થિતિ માટે વિચારમાં બળ્યા કરતો હતો. રાતના નવ વાગે શેઠ દુકાનને વસતી કરી ઘેર ગયા. કપડાં ખીંટીપર ટીંગાવી " મ્હારૂં માથું દુખે છે " એમ પોતાની પ્રિય ભાર્યા સુશીલાને કહી સુઇ ગયા. સુશીલાએ ચા પીવા માટે ઘણુંએ કહ્યું પણ માન્યું નહિ. કેમકે.

કરજે રૂપ વિકાળ કાળ, શિર પરે ઝઝુમી રહ્યો;
મરજાદ મુકાવા હરામી, હૃદયમાં પ્રસરી રહ્યો.

જમડા બિચારા જીવ લેવા, સમયને વિચારતા;
ન વિચાર કરતા વખતનો, આ લેણદારો આવતા.

નથી હાથમાં તલવાર કે, પાસે નહિ કંઇ હથકડી;
દીલ દેખતાં આ થરથરે, જવાબ દેઉં શું આ ઘડી.
દેવા સમાન દુઃખ નહિ, જુઓ વિચારી જન સહુ;
વિચારજે તું ઉર મહી, કરજ કરતો ના બહુ.

રતનચંદના હૃદયમાં ચીંતા દેવીએ ચિતા સળગાવી મુકી હતી. પ્રાતઃકાળે મ્હારૂં મોં શું બતાવીશ? જવાબ શું દઇશ? હા? લેણદારો તગાદો કરતાં લાખની ઇજત રાખમાં રગદોળાઇ જશે; કાંઇ પણ ઉપાય નથી. દાગીના પણ તેટલા નથી, સુંશીલાને આ હકીકત કહું તો તે પણ મનમાં બળી દુઃખી થશે; અરે! મારા દુઃખ માટે દુભાશે, વલોપાતમાં પડી જશે, આનંદના દિવસોમાં તેના કોમળ હૃદયમાં દાવાગ્નિ સળગી ઉઠશે, મહારી સુખ દુ.ખની વિભાગી ભાગ્યવતી દેવીને શા માટે ચીંતામાં નાખવી જોઇએ? થવાનું હશે તે થશે. અરે! પણ મ્હારા પિતાની જામેલી ઇજ્જતને હિણપત લગાડનાર હું કર્મહિણ ક્યાંથી પેદા થયો? મેં આજસુધી સત્યતાને ગ્રહણ કરી પ્રમાણીકપણાથી વેપાર કર્યો; પ્રભુએ મને નુકશાનમાંથી કેમ ન બચાવ્યો અરે રે! પ્રભુ ત્હારે ત્યાંએ શું ઇન્શાફ નથી? "ધર્મીને ત્યાં ધાડ" ખરેખર! અમદાવાદમા આફત દીવાળીના સમયે આબરૂદાર પર આવે છે; નિર્લજ્જે બાપદાદાની આબને કલંક લગાડી દેવાળાં કહાડે છે; તેમાંનું આપણાથી કઇ બનનાર નથી. બસ! પ્રભુ તું દીનનો દિનાનાથ, નોધારાનો આધાર છે. મને આ અમદાવાદની આફતથી બચાવી લે! નહી તો તારા શરણે ઉઠાવી લે! આ પ્રાણને ખેંચી લે!

એમ નિસાસો નાખી શેઠ એક બાળકની માફક રડવા લાગ્યા, ચક્ષુઓથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. મનમાં અનેક વિચાર તરંગો ઉઠવા લાગ્યા. એમ કરતાં ઘડીયાલમાં દશના ટકોરા થયા. ઘરનાં દરેક માણુસો સુવાની પોત પોતાની જગ્યાએ જઇ નિદ્રાધીન થયાં. સુશીલા પણ બાળક સાથે સેઠના રૂમમાં આવી સામેના પલંગપર શયન કરી નિદ્રાદેવીને પ્રાણ સમ્પર્ણ કર્યો.

---

# પ્રકરણ ૨ જું

મધ્યરાત્રીનો સમય થવા આવ્યો હતો. નગરમાં શાન્ત શાન્તા પ્રસરી રહી હતી. પોલીસ અમલદારના રોન ફરતાં ફરતાં અવાજો ક્વચિત ક્વચિત સંભળાતા હતા, આજે કાળીચૌદશની ભયંકર રાત્રી ઘોર અંધકારમય હતી. તેથી કેટલાક મંત્ર સાધનારા ભુવા, જતી, વાઘરી, યોગી, વૈરાગી મંત્ર સિદ્ધ કરવા મશાણમાં ધુમ મચાવી રહ્યા હતા. નદીના કાંઠાપર ઝીણી બત્તીઓ સાધકોની જણાતી હતી તેમાં વળી કેટલાક દારૂખાનું છોડતા હતા. નદીના ત્રટપરથી થોડે દુર એક ભવ્ય મકાનના પહેલે મજલે દીવાનખાનામાં ઇલેકટ્રીક લાઇટ રંગબેરંગી ગ્લોબમાં સળગતી હોવાથી દીવાનખાનું ઘણું સુરર લાગતું હતું સુંદર નકસીદાર બે પલંગો ઉત્તમ મચ્છરદાની સહિત શોભામાં વૃદ્ધિ કરતા હતા. સામેના પલંગ પર કુલીન કાન્તા સુશીલા અને એક સુંદરબાળક સુતેલાં હતાં. દીવાલપર એનલાર્જ કરેલો રંગબેરંગી ફોટો રતનચંદના સ્વર્ગવાસી પિતા કરમચંદનો હતો અને બાજુમાં તેમની માતુશ્રીનો હતો પલંગ પાસે એક સુદર મેજ હતો જેનાપર ઉંચી કીસમની નકસીથી ભરપુર ઝુલવાળું રેશમી ગુંથેલું કપડું બીછાવેલું હતું. તેનાપર થોડાંક પુસ્તકો પડેલાં હતાં. પાસે એક નવજુવાન ગૃહસ્થ મલમલનું પહેરણ તેમજ રેશતીકોરનું ધોતીયું પહેરી લમણે હાથ દેઇ અત્યત શોકાતુર ચહેરે બેઠેલો હતો. તે આપણી વાર્ત્તાનો ગૃહસ્થ રતનચદ શોકાગ્નિમાં દગ્ધ થઇ અનેક વિચારો ગોઠવતો હતો. પરંતુ દ્રવ્ય પહોંચે તેમ નહી હોવાથી એકપણ ઉપાય સુજતો નહોતો. આ ભવ્ય મકાન પોતાની માલીકીનું હતુ પણ આ વિપરિત સમયે ગીરો મુકે અને વાત બહાર પડે તો બાપદાદાની ઇજ્જતમાં ખલલ પહોંચે તેમ હતું. અનેક જાતના વિચાર તરંગો હૃદયમાં ઉઠતા હતા.

પણ આઅરૂ વખતે જાય એ મુખ્ય કારણ રતનચંદના વિચારોનું ખંડન કરતું હતું. વેપારમાં પ્રવીણ હોવા છતાં કરજદારીની આફત આખી જીંદગીમાં એક પણ વખત જોઇ ન હતી. જેથી આ વખતે આખી સૃષ્ટિનો ભાર શિરપર આવી લાગ્યો હોય! એવી સ્થિતિ આ રતનચંદની હતી. ઘણા વિચાર કરતાં ફક્ત એક વિચારે તેના હૃદયમાં દમાણ ચલાવ્યું અને દૃઢ નિશ્ચયપર આવ્યો કે "આપ મુએ પીછે ડુબ ગઈ દુનિયા" મ્હારા મર્ણ પછી ગમે તે થાવ મ્હારે કાંઇ જોવું છે? મ્હારે તો કોઇને જવાબ દેવો પડશે નહી. બસ! એજ ઠીક છે એમ કહી તીજોરી ખોલી અંદરથી એક શીશી કાઢી ખોલી ગ્લાસમાં નાખી, અંદર થોડું પાણી મેળવ્યું અને પીવા જતા આજુબાજુ નજર કરતાં સુશીલા અને બાળકપર નજર પડી. સુશીલાનું મુખારબિંદ જોતાં અને બાળકનો મનહર ચહેરો જોતાં ગ્લાસને પડતો મુકી પલંગ પાસે ગયો. ઇલેકટ્રીક લાઇટના પ્રભાવે સુશીલાનું ગોરૂ બદન એક મનહર મોહિની સમાન લાગતું હતું. કેમકે તેના ચહેરાપર વીજળીક લાઇટનો પુર્ણ પ્રકાશ પડતો હતો. તેથી રતનચંદનું હૃદય ધડકવા લાગ્યું પરંતુ માયાના મોહપાસમાં પડી તેના હૃદયમાં પ્રેમનાં પ્રતિબિંબ પડવા લાગ્યાં. પ્રેમાતુર બની બોલવા લાગ્યો "સ્નેહાળ સુંદરી સુશીલા આ ત્હારો દુઃખી પતિ આ ફાની દુનિયાનો સદાને માટે ત્યાગ કરે છે. તેની ત્હને ખબર કયાંથી હોય અરે! ત્હારો વિશ્વાસઘાતી બની અનિષ્ઠ આત્મઘાત કરૂ છું. નિદોષ બાળક અને સુશીલા મ્હારા મૃતદેહને જોતાં કેવાં કકળી ઉઠશે! અરે તેઓ રૂદન કરશે. પ્રિયની પ્રેમાભિલાસા મનની મનમાં રહી જવાથી અત્યંત પશ્ચાતાપ કરી જીવન ત્યાગી દેશે! અગર ઓશીઆળી બની કલ્પાંત કરશે! અરે! મ્હારૂં કુમળું બાળક પિતા કહી જે આનંદ માને છે. બહારથી આવવાની ખબર પડતાં સામે આવી નાચે કુદે

છે તે બાપ વગરનું બની કોના પાસે હઠ કરશે ? માયાદેવીએ રતનચંદના હૃદયમાં અંકુશ ચલાવ્યો તેનું અંતઃકરણ ડામાડોળ સ્થિતિમાં ઝુરવા લાગ્યું. પ્રેમાળ બની સુશીલાના ગુલાબી ગાલપર ચુંબન કર્યું. એકાએક ચુંબનથી સુશીલા સાવધ બની, પણ પતિએ એકાએક કોઇ વખત ચુંબન કર્યું નહોતું જેથી વિચારમાં પડી હાલી ચાલી નહિ શું કરે છે તે જોવા આતુર બની. રતનચંદ ચહેરા સામે જોઈ બોલવા લાગ્યો

પ્રિયા ! ત્હેં મારૂ મન કોઈ દિવસ કોઇ પણ પ્રકારે દુભાવ્યું નથી, તું મ્હારી સત્યવતી ગૃહદેવી છે. અહા ! શિયળવતી, પ્રેમમુર્તિ ત્હારા ગુણોનું વર્ણન કરૂં તે થોડું છે. તેં મ્હારા ઘરમાં કલેશ કર્યો નથી, પરનિંદા કોઇની કરી નથી, નોકરચાકર પણ ત્હારૂં સ્નેહવર્તન સગાંવહાલાંઓમાં સ્નેહ સંપાદાન કરી તેં મ્હારા ઘરની અત્યંત આબરૂ વધારી છે. તો પણ ત્હારો ગુણ ભુલી આ ત્હારો પાપી પતિ હવે દુનીઆથી પ્રયાણ કરે છે. બસ ! માફ કરજે સુંદરી ત્હારા મ્હારા છેલ્લા પ્રણામ છે. "એમ કહી ટેબલ પરથી ગ્લાસ ઉઠાવ્યો; હાથમાં ઝાલી એક ટસે ગ્લાસ સામું જોઈ બોલવા લાગ્યો" દુનીઆના દિલાસા રૂપ મ્હારા દુઃખનો આરો લાવનાર વિષ ! તું ઝેર નથી પણ મારા મન અત્યારે અમૃત સમાન છે. મારે રીબાવતું નહિ. એકાએક વ્યાપી અંત લાવજે "એમ કહી રતનચંદ પીવા જાય છે, કે એક સિંહણની માફક છલંગ મારી સુશીલાએ હાથ પકડ્યો" પ્રાણનાથ આ શું ગતિ ! કે બગડી છે મતિ ! આ શું પીઓ છો ? સુશીલા કહી એકી ટસે પતિ સન્મુખ જોવા લાગી. ગભરાએલો રતનચંદ જવાબ આપવા જતાં એકાએક જમીનપર ઢળી પડ્યો. હાથમાંથી ગ્લાસ લઇ સુશીલાએ દુર મુક્યો. ગભરાએલી સુશીલા પોતાના પાલવથી પંખો નાખવા લાગી, માથું ખોળામાં લીધું, આંખો દબાવી થોડીવારે ચૈતન્ય આવ્યું ને બોલવા લાગ્યો.

**રતનચંદ**—અરે ! મને અટકાવ શા માટે કરે છે ? હું ઝેર પીઉં છું.

**સુશીલા**—શા માટે ! પ્રાણનાથ, કેમ બરાબર બોલતા નથી; ગભરાવ છો શા સારૂ ?

**રતનચંદ**—વ્હાલી ! કરજ ઘણું થવાથી આવતી કાલ દીવાળીમાં દરેકને ચુકતે નાણાં આપવાને કોઇપણ આશા નથી, માટે મેં ઝેર પીવું પસંદ કર્યું છે.

**સુશીલા**—શું આપના વેપારમાં નુકશાન લાગ્યું છે ?

**રતનચંદ**—હા ! ત્રણ વર્ષથી ભાવની વધઘટ થવાથી અત્યંત નુકસાન થયું છે.

**સુશીલા**—હોય નુકશાન અને નફો બન્ને સાથે હોય છે પણ આમ ગભરાવાથી કાંઇ બનતું હશે ? ધીરજધરો અને આ દાસી પર દયા રાખો.

**રતનચંદ**—મનહર સુંદરી તું શાણી છે, પણ મેં લાચાર બની આ વિષ પીવાનો વિષય પસંદ કર્યો છે, કેમકે તેથી આ જીંદગીનો અંત આવશે; પછી ગમે તે થાવ.

**સુશીલા**—મરે આપના દુશમન ! ગાંડા ન બનો, ઉઠો ! બેઠા થાવ. એમ કહી સુશીલાએ રતનચંદને બેઠા કર્યા પાણી લાવી પાયું સામેથી એક પેટી ખોલી અંદરથી એક સુંદર દાબડો દાગીનાથી ભરપુર લાવી શેઠ પાસે મુકયો, અને કહેવા લાગી.

**સુશીલા**—પ્રાણનાથ ? લ્યો આ દાગીનાને હજુ જોઇતા હોય તો મ્હારા સામે નજર કરો. કેટલા કીમતી દાગીના મ્હારા શરીર પર છે.

**રતનચંદ**—એ દાગીના ત્હારા પલ્લાના તેમ મોશાળ પક્ષથી આવેલા છે, મ્હારે કામના નથી. તું રાખી મુક તારે કામ લાગશે !

**સુશીલા**—પલ્લાના હો કે પીયરના હોય એ દાગીના આપની ક્યાતીનો શણગાર છે. સ્વામી ! તમો મ્હારા સૌભાગ્યના સુર્ય છો. એ સૌભાગ્યરૂપી સુર્યનો પ્રકાશ મારાપર કિરણ પાડે છે. ત્યાં સુધી આ દાગીના ધારણ કરવાના છે. માટે પતિ આ દાગીના પહેરી આપનેજ દેખાડવાના છે આપ મ્હારા જીવનના શણગાર છો. પતિ વગરના પ્રેમદાના દાગીના તીજોરીના તળીયામાં સડાવવા માટે મ્હારા સૌભાગ્યમણી આ દાગીના લઇ આપનું કરજ આપી દો અને હૃદયધાર શાંત થાઓ.

ઘડિઆળમાં એકનો ટકોરો કડીંગ કરી વાગ્યો. શેઠે ઝડપથી ટેબલપરનો ગ્લાસ ઉપાડ્યો સુશીલાએ પીવા જતાં અટકાવ્યા.

**રતનચંદ**—બસકર ! સુંદરી મ્હારી દુસ્મન ના થા; મ્હારા બાપદાદાની આને મ્હારી ઇજ્જત આ પ્યાલામાં સમાએલી છે. ત્હારા પાંચ હજારના દાગીનાથી મ્હારૂ પાંસઠ હજારનું કરજ કાંઇ ચુકી શકે તેમ નથી. સમજી ! ક્રોધમાં કહ્યું.

સુશીલા રોઇ પડી. ધીરજ ધરી રહી શકી નહિ. રતનચંદના ગળે બાઝી ખભા પર માંથુ મુકી અત્યંત રડવા લાગી. તેના આંસુથી શેઠનો ખભો ભીંજાઇ ગયો, ગદ્દગદ્દ કંઠે કહેવા લાગી. પ્રિયતમ આજ આજ સુધી વિપત્તિનું કાંઇ પણ ચિન્હ મ્હારી નજરે પડ્યું નથી, ને આજે આત્મઘાત કરવાનુ કયા હત્યારાએ શીખવ્યું છે ? અને તમોને આ શું સુઝ્યું છે પ્રાણનાથ મ્હને તમો આજસુધી તુકારો પણ કરતા નહોતા, અને આજ નિર્દય કેમ થાવ છો.

' રોવાથી કાંઇ પણ વળવાનું નથી. હું મ્હારા બાપદાદાની ઇજ્જતને બટ્ટો લાગવા દેનાર નથી, ઇજ્જત ખોવા કરતાં મરવું હજાર દરજ્જે વધારે પસંદ કરૂં છું સમજી ! શેઠે ગુસ્સામાં કહ્યું."

વ્હાલા! વિપત્તિ સમયે ધીરજ ધરવી જોઇએ પ્રાણેશ સૌ સારૂં થશે આ ભયંકર સમયને શાન્તથી વ્યતિત કરશો તો સર્વ આવી મળશે. આપણે કોઇના બુગમાં રાજી નથી તો પ્રભુ આપણું કેમ ખરાબ કરશે. સ્વામી ધૈર્યને ધારણ કરો અને શાંત પડી સુખેથી સુઇ જાઓ હું આપના પગે પડું છું. સુશીલાએ રડતાં રડતાં કહ્યું.

સુંદરી બસ કર! ત્હારી બેવકુફી ભરેલી શીખામણ સાંભળવા માગતો નથી સમય સમયનું કામ કરે છે તેની ત્હને સમજણ નથી. તું ગમે તો રોઇશ, બોલીશ, તેથી હું મ્હારી આબરૂ પ્રાણાન્તે ખોનાર નથી ખુશાલી ઉપજાવનાર દીવાળીનો તહેવાર મને કરજથી કાળરૂપ ભાસે છે તે હું જોનાર નથી. હું બચિન કહું છું કે આજની સવાર હું જોઇશ નહિં. બસ! દુર થા! શેઠે એકદમ ગુસ્સામાં કહ્યું.

પતિ શા માટે ચાલો આપણે જંગલમાં નાશી જઇએ આપણે ત્યાં મહેનત મજુરીથી નિર્વાહ ચલાવીશું. એક જંગલની ઝુંપડીમાં આપણે સાથે રહી આનંદ માની આપની સેવા કરીશ પતિ આપના પાસે સોનાનો તો શું પણ રૂપાનો રતીભાર દાગીનો નહી માગું. તમારૂં દર્શન કરી સુકા રોટલામાં સંતોષ માનીશ. જંગલમાં આપનાથી મહેનત નહી બને તો હું જંગલમાં લાકડાં વીણી લાવી વેચી આપની સેવા બજાવીશ, માટે ચાલો પ્રભુ આ બાળક પર દયા લાવો! સુશીલાએ કરૂણ સ્વરે કહ્યું.

વ્હાલા વાંચક વૃંદ! ચાલુ સમયના જનસમાજમાં સ્ત્રી કેળવણી માટે ઘણાં ભાષણો આપણે જોઇએ છીએ. ઘણાં પત્રો સ્ત્રી કેળવણીના ચર્ચા ચલાવે છે. તે ખરૂં છે; પરંતુ આધુનિક સમયમાં કયા પ્રકારની કેળવણીની જરૂર છે, કેળવણી કેમ ગ્રહણ કરવી, કરાવવી તે વિષે ભાષણ કર્તા પક્ષ નિર્ણય પર આવ્યા હોય એમ જણાતું નથી. આ આ સમયમાં તો ફેશનબાઇએ કેળવણીનો સંચાર પ્રસિદ્ધ કર્યો છે.

અને તેમાં સ્ત્રીઓ બુટ, ચશ્મા, પોલકાં, ઝીણી મર્યાદ રહી ન શકે તેવી સાડીઓ, સુંદર બાલની ટાપટીપ, ફેશનેબલ દાગીના, ગીલીટવાળા દાગીના પહેરી બનીઠની ખોટો આડંબર કરવા ઇત્યાદિ કેળવણી ગ્રહણ કરવામાં આવેલી છે, તેમાં પાંચ રૂપીઆના કાપડ પર પંદર રૂપીઆની સીલાઇ ખર્ચનાર આર્ય ભગિનીઓ યુરોપીઅન લેડીઓની તુલના કરવા ચ્હાય છે. અને બિચારા કમપેદાશવાળા પતિને કરજવાન બનાવે છે. મનમાનતી ચીજ ના મળે તો કંકાસનો કિલ્લો ઘરમાં ઉભો કરે છે, અરે ! કેટલીક તો પતિની પેદાશ પરિપુર્ણ નહિ હોવાથી અનર્થના શિખરે ચઢી પાયમાલ થાય છે આ શું કેળવણી છે ? નહિજ આ તો પાયમાલ થવાની પ્રદ્ધતિ છે, ખરી કેળવણી તો એજ છે કે, જુઠું બોલવું નહિ, પરનિંદાનો પરિત્યાગ કરવો, પતિને પ્રભુ સમ લેખવો, ઘરસંસાર કરકસરથી ચલાવવો, પોતાનો ધર્મ સાચવવો, પર પુરૂષો સાથે છુટથી બોલવું નહિં, પતિના દુઃખમાં દુખી થવું, મન વચન શરીરને નિયમમાં રાખી સદાચરણથી વર્તવું, પતિના સંકટ સમયે સહાય થવું ઇત્યાદિ પતિવૃત્તાના ધર્મમાં પ્રવિણ રહેવું એજ આર્ય ભગિનીઓનો ઉત્તમ ધર્મ છે; કેમકે પતિ, પત્નિનો ખરો શણગાર છે. કહ્યું છે કેઃ—

પહેરવાને બીજા અલંકાર (શણગાર) ન હોય તો પણ સ્ત્રીઓને પોતાનો સ્વામી એજ મોટા શણગાર રૂપ છે. જે સ્ત્રી પતિ વિનાની છે, સુંદર શોભાયુક્ત હોય તો પણ સ્વામી વિના શોભા વગરની છે.

સ્વામી શહેરમાં હોય કે જંગલમાં હોય, પવિત્ર હોય કે અપવિત્ર હોય, પણ જે સ્ત્રીઓને પતિજ પ્રિય છે, તેઓ ઉત્તમ લોકને પામે છે.

તેવીજ રીતે કુલીન કાન્તા સુશીલાનાં પવિત્ર વાક્યો આપણે સાંભળ્યાં છે. સુશીલા પીયરમાં સહકુટુંબમાં રહી કેટલુંક જ્ઞાન મેળવ્યું હતું. અને સાસરે આવ્યા પછી નીતિમય સદાચરણિ, પવિત્ર સતિ-

ઓનાં જીવન, ઋષીમુનિઓનાં બોધદાયક વૃત્તાંતો વાંચી મનન કરી સદબુદ્ધિને ગ્રહણ કરવા ભાગ્યશાળી બની હતી. અને તેથી તેના જ્ઞાનમાં ઘણો વધારો થયો હતો, પતિને પ્રભુ તુલ્ય સમજતી હતી. અને "પતિથીજ ગતિ" એ મંગળ મંત્ર તેણે ગ્રહણ કર્યો હતો. પતિનો ઉદાસી ચહેરો નીરખતાં પોતે ઉદાસી બની ધીરજથી વાત કહાડતી, અને તેમને ધીરજ આપી ઉત્તમ સલાહ આપતી સુશીલા હીસાબ કામમાં પ્રવિણ હતી. તેમજ દેશીનામાની પદ્ધતિ સારી રીતે સમજતી હતી, કરકસરથી ઘર સંસાર ચલાવતી. કુડકપટ, પરનિંદા, અસત્યવર્તન, ઇર્ષામાં તે સમજતી નહોતી, ફક્ત પતિવ્રતાના ગુણો પ્રાપ્ત કરી પતિ એજ પ્રભુ સમજતી હતી. તેના સદગુણ અને સદાચરણ તેના બોલવા પરથી આપણે સમજી શકયા છીએ. આટલું આટલું સમજાવ્યા છતાં પતિનાં દીલપર કાંઇપણ અસર થઇ નહિ સુશીલાને કહેવા લાગ્યો કે ત્હારા ખોટા વિચાર જવા દે, સ્ત્રીની બુદ્ધિ પહાણીએ, આગળ ભવિષ્યમાં કાલે શું થવાનું છે. તેનો તને વિચાર નથી. અને બકબક કર્યા કરે છે, જો ઘડિયાળ માં બે વાગ્યા. મ્હારા કાર્યમાં વિલંબ ના લગાડ, અરે ! મ્હારૂં શુભ ઇચ્છતી હોય તો મ્હને અટકાવ ના કર. પીવાદે ! પીવાદે ! એમ કહી ટેબલ પરથી ગ્લાસ ઉઠાવ્યો કે સુશીલાએ ખુચવી લીધો,

પ્રાણાધાર ! અરે ! ઓ ! મ્હારા હૃદયાધાર ? આ નિર્ભાગી કહી કહીને થાકી. જો તમોને મ્હારી દયા ના આવતી હોય અને તમારે પીવુંજ હોય, તો મ્હને અર્ધું પીવા દો પછી તમારે કરવું હોય તે સુખેથી કરજો. પણ પતિ આપણા મૃત દેહ હાથ લાગવાથી નગ્ન-જનોમાં કેવી ચર્ચા ચાલશે, અરે! આત્મઘાત કરવાથી કેવા પાપને પ્રાપ્ત થઇ કેવા જન્મને પામીશું તેનો કાંઇ વિચાર આવે છે? અરે! હાય! સ્વામી આ ત્રણ વર્ષનો બાળક મનુ રૂપાના પારણામાં મધુરી નિદ્રામાં સુતો છે. તે બીચારો માબાપ વગરનો થશે. અરે! દૈવ ત્હને

અમારા પર જરા દયા નથી આવતી, આ મ્હારૂં નિર્દોષ બાળક માતા કહી કોને બોલાવશે! પિતાનો પ્યાર તે અણસમજુ બાળક શું સમજી શકે છે. પણ માતા વિના વનવગડામાં રઝળતાં પક્ષિઓ માફક રઝળતું થઇ જશે! ઓ! પ્રભુ! ત્હારા ત્યાં શું ન્યાય નથી, કે સત્યતાને સ્હાય કરી શકતો નથી, પતિ તમે મ્હારૂં અર્ધું અંગ છો. મને અર્ધું પીવા દો! પતિ કેમ બોલતા નથી! શું નિર્દય થઇ જોઇ રહ્યા છો! પ્રાણેશ મ્હારાપર અને આ બાળકપર દયા! દયા!

**રતનચંદ**—દયા! દયા!! કહી મ્હારૂં ધારેલું કાર્ય ધુળમાં ના મેળવી દે. સુંદરી જા! હું ત્હને હુકમ કરૂં છું કે પાસેના ઓરડામાં ચાલી જા. અડચણ ના કર!

સુશીલા શાણી સમજુ અને જ્ઞાની હતી ધૈર્યને ધારણ કરી વિચારવા લાગી કે પતિ ક્રોધાવેશમાં છે મ્હારી વાત પર જરાપણ આ વખતે લક્ષ આપશે નહિં. અને એકના બે થવાના નથી અને વખતે નજર ચુકાવી વિપરિત કાર્ય કરી બેશસે તે માટે હાલ તો કોઇ યુક્તિ પ્રયુક્તિથી વખત ભુલાવવો ઠીક પડશે પછી શાન્ત થયે સમજશે.

**સુશીલા**—પ્રાણનાથ ત્યારે શું તમારો એજ વિચાર છે તો હું એક વચન માગું છું તે આપો, પછી આપના કાર્યમાં અડચણ નહી કરૂં.

**રતનચંદ**—લે મ્હારૂં વચન છે માગી લે શું માગે છે?

**સુશીલા**—તમારી પાસે અદના એક ભીખ માગું છું!

**રતનચંદ**—ભીખ શાની! ભીખ માગણી કર બોલી દે?

**સુશીલા**—જુઓ ઘડીયાળમાં બે વાગ્યા છે અને સાડા પાંચ વાગ્યા સુધી આપની ચર્ણ સેવા હું કરૂં પછી આપને ગમે તે કરજો. હું આપને અટકાવ નહી કરૂં આપ પલંગ પર નિશ્ચંતથી સુ

જાઓ. હું આપના પગ દબાવીશ અને તેથી મ્હને સેવાનો લાભ મળશે, આપને આરામ મળશે.

**રતનચંદ**—સુંદરી તું એમ ખુશી છે, તો હું ત્હારૂં વચન કબુલ રાખું છું પણ યાદ રાખજે કે જો સાડાપાંચ વાગી જશે તો તાત્કાળીક મોત નિપજાવા માટે સામે ખીંટીપર કટાર છે તે છાતીમાં ભોંકી પ્રાણ પ્રયાણ કરશે. અને કમકમાટ ભરેલો રક્તપ્રવાહ ત્હારે જોવો પડશે. અને વખતે ખુનનો આરોપ શીરપર આવશે. માટે તે પહેલાં જગાડજે.

**સુશીલા**—સાડાપાંચ વાગ્યા પહેલાં જગાડીશ પછી કાંઈ છે પ્રભુ?

વિનય ભરેલી વનીતાની વાણીથી રતનચંદ સુઈ ગયા. સુશીલા ચર્ણ સેવા કરવા લાગી. શિતળ મંદમંદ પવનની લ્હેરથી નિંદ્રાધીન થયા ક્રમકે બે વાગ્યા સુધીનો ઉજાગરો હતો. નાસિકાનો અવાજ સંભળાતાં સુશીલા ઉઠી ધીમેથી નીચે આવી. ઘડીઆળ પર વારંવાર ત્હેની નજર પડતી હતી. બારીએથી રસ્તાપર જોયું તો ઘોર અંધકાર હતો શાન્તતા પ્રસરી રહી હતી. ટેબલ પાસે આવી વિષનો પ્યાલો તપાસવા લાગી. ઢોળી નાખવા વિચાર્યું પણ પતિ આજ્ઞાનું ઉલંઘન થાય માટેજેમ તેમ રહેવા દીધો ફરી ઉપાડી વારંવાર તપાસવા લાગી અને મનમાં ધીરેથી બોલવા લાગી.

ઓ ! વિષથી ભરેલા દૈત્ય તું મ્હારા સુખનો સંહારક બની વેરી શામાટે થાય છે. મ્હારો અને આ બાલુડાં મનુનો તું દુશ્મન થઈ મ્હારા હૃદયાધારનો વિનાશ કરવા ચાહય છે. અરે ! તું પ્રવાહી છે ત્હારામાં બોલવાની શક્તિ તો છે નહી. છતાં મુંગે મ્હોંડે અનર્થનું મુળ બની પતિના જીવને પરવશ પાડી જીવ લેવાની ત્હારામાં અજબ શક્તિ ઇશ્વરે શામાટે મુકી હશે ? અરે રે ! અમોને રઝળતાં કરવામાં તારૂં શું ભલું થશે ! તને શું ફળ મળે તેમ છે. ઓ ! પ્રભુ

એમ કહી સુશીલા થરથર ધ્રુજવા લાગી. ખુરશીપર લમણે હાથ દેઇ બેસી ગઇ.

સુશીલા ખુરશીપર એક ચિંતાગ્રસ્તતાથી અનેક વિચારો પ્રગટ કરવા લાગી કોઇ પણ બચાવ હાથ નહી લાગવાથી "પ્રભુ કરે તે ખરૂં" એમ કહી ઉંડો નિશ્વાસ નાખ્યો. સાસુ, સસરાની સુંદર છબીપર નજર પડતા તીવ્ર દ્દષ્ટિથી જોવા લાગી ઝીણા સ્વરથી હાથના ઈસારા કરવા લાગી. પુજ્ય વડીલો ! તમારો બાળક પુત્રવધુ અને પૌત્ર અપાર સંકટમાં આવી પડયાં છે છતાં આમ જડવત્ થઇ શું જુઓ છો. અરે ! પુજ્ય વડીલો ! તમારા પુન્યનો પ્રભાવ અમારા પર કાંઇ વરસાવો, અને દુઃખમાં ડુબેલાંને બચાવો. તમોને તમારા પુત્રની દયા નથી આવતી ? અફસોસ ! કોઈ બોલતું નથી ! સંકટમાં કોઇ સાથી થતું નથી. તેમ તમો પણ મૌન્ન ધારણ કર્યું છે એમ કહી સુશીલા રોઇ પડી. અશ્રુપ્રવાહથી ધવળ સાડી ભીંજાઇ ગઇ.

અહા ! આફત ! આફત !! ત્હારામાં એવી નિર્દયતા ભરેલી અલૌકિક શક્તિ છે કે સંકટમાં સપડાયેલો મનુષ્ય ! ચિત્રો તો શું પણ પવન પાણી સાથે ભાન ભુલી વાત કરતો જાય છે. પણ પ્રતિ ઉત્તર ન મળતાં નિરાશ થાય છે. ખરેખર દરિયામાં ડુબેલો મનુષ્ય એક તણખલાને મદદરૂપ સમજી તેનો આશ્રય લેવા ચાહય છે પણ હાથમાં આવતાં નિરાશ થાય છે. એવીજ રીતે સુશીલાની આફતમાં બન્યું છે.

"બસ ! આ હળાહળ વિષથી ભરેલો ગ્લાસ મ્હારે પીવો ઠીક છે." એમ કહી ઝડપથી ગ્લાસ હાથમાં લીધો. બોલવા લાગી. "મ્હારા મીઠા મધુરા ઝેર, દુઃખીઓને શાંતિ આપી સુવાડનાર, તું ઝેર નહી પણ આ વખતે અમૃત છે કેમકે ત્હારી કૃપાથી દુનિયાના દુઃખોનું વિસ્મરણ થશે." ટેબલપર ગ્લાસ મુકી બે હાથ જોડી પ્રભુ વંદના એકાગ્ર ચિત્તે કરવા લાગી.

વિશ્વ બાગમાં હસ્તુ રમતુ, વસ્તુ સદા શિતળકારી;
સુખ દુઃખ હા ! કેવાં હોય તે, અનુભવ આજ થયો ભારી.
પળમાં પલટી બાજી વિધાત્રા, વેરણના થાજે મ્હારી;
કુંથ કારમુ કૃત્ય કરે આ, કળી મે અકલ ગતિ ત્હારી.
સત્યને સહાય થજે તું માતા, ભવ દુઃખને હરનારી:
અંબે આશા પુરણ કર મ્હારી, સ્વામી જીવન લે ઉગારી.

---

વિશ્વ બગીચાની મહીં, સ્ત્રી પુરૂષરૂપ કુસુમો અહા !
પ્રફુલ્યાં કુસુમો છેદવા, વિધાતા રૂપ અનિલ અહા !
પ્રફુલતાં હસ્તાં સદા, સંયોગમાં સ્નેહે રહે !
હા ? વિયોગ કરાવતાં, વિધાતા અનિલ ન કાં દહે !
સંયોગમાં વિયોગ તેં, મેલ્યો વિધાતા હા ! ખરે !
ત્હારી લીલા હા ! છે અલૌકિક, જગત જીવો શું કળે !
વેરણ ન બનજે તું વિધાતા, પણ તું સહાયક થઇ ખરે !
સ્વામી જીવનમાં ધૈર્ય ચૈતન્ય, અર્પીને શાન્તિ કરે !

છેલ્લી કડી પુર્ણ થતાં એકદમ ઇલેકટ્રીક લાઈટ ગુલ થઇ અંધકાર પ્રસરી રહ્યો, અચંબામાં પડી વિચારવા લાગી એટલામાં સામે દીવાલપર એક ભયંકર ભવ્ય તેજસ્વી ચતુર્ભુજ સાડી ધારણ કરેલી દિવ્યમાન મુર્તિ નજરે પડી, સુશીલા એકી નજરે જોઇ રહી ગભરાઈ કાંઇપણ બોલી શકાયું નહી. ઝીણો સ્વર સંભળાવવા લાગ્યો.

શિયળવતી તું શાન્ત થા, તું ધૈર્ય ધરને સુંદરી:
તુજ શિયલનાજ પ્રભાવથી, દુઃખસિંધુને જાશે તરી.
સંસારના સ્વર્ગીય સુખો મળશે મઝેનાં સુંદરી;
સૌભાગ્ય કુમકુમ તુજ લલાટે, હો ! સદા મુજ દીકરી

સહાય છું સુલક્ષણી, સત્યે સુભાગી સુંદરી;
ધન્ય પતિ ધર્મ ત્હારો, ધીરજધર તું કીંકરી.

છેલ્લી કડી પુર્ણ થતાં એકાએક ઇલેકટ્રીક લાઇટ ચાલુ થઇ. સુશીલા આમ તેમ જોવા લાગી કાંઇપણ નજરે પડયું નહી. પોતના નિદ્રાવશ ચહેરાપર નજર પડતાં ભ્રમિત થયેલી સુશીલાનું અંતઃકરણ એક નાજુક પુષ્પ કરતાં વધારે સુકોમળ છે. તો આવાં અંતઃકરણને દુઃખનો જરાપણ આઘાત વજ્ર સમાન નિવડે તેમાં નવાઇ નથી. જેમ સુકોમળ કદળી પવનના સપાટાથી જમીનપર ઢુટી પડે તેમ સુશીલા મુર્છાગત થતાં બેભાન થઇ જમીનપર ઢુટી પડી.

---

# પ્રકરણ ૩ જું.

આવતી કાલે દિવ્યમાન દીવાળીનો આનંદમય દિવસ હોવાથી માણેકચોકમાં મોટી દુકાનોવાળા ગાદી, તકીયા સુંદર ગલેફ ચડાવી શણગારતા હતા, કેટલાક તપેલા, હાંડી, ઝુમ્મરો, જોખવાના કાંટા, પીતળની દીવીઓ, વિગેરે માંજતા હતા. મોટા મુનીમ મહેતાઓ લાંબા લાંબા ચોપડાઓ તપાસી ઉધરાણીના આંકડા ઉતારતા હતા. તેથી માણેકચોકમાં આજે દીવસની માફક રાત્રીના સમયે વસ્તીની ધુમ મચી રહી હતી. ફુવારા સામે મનોરદાસની પહેલે મજલે મોટી પેઢી હતી. નાંણાં સંબંધી લેવડદેવડનો ઘણોખરો વહેવાર તેમનો ચાલતો હતો. મનોરદાસની ઉમ્મર આશરે પચાશ વર્ષની હતી. તેઓ આરામ ખુરશીપર બેસી એક રૂપેરી હોકો ગટગટાવી રહ્યા હતા, તેમનાં ધર્મપત્ની નંદકોર તથા તેમનો પુત્ર એક વિશ્વાસુ નોકર હરીલાલ હતો તેમની સાથે રામેશ્વર, જગન્નાથ, કાશી, ગોકુલ

મથુરા વિગેરે પવિત્ર સ્થળોએ જાત્રા અર્થે મોકલ્યાં હતાં દશબાર દીવસથી તેઓનો કાગળ નહી હોવાથી શેઠ ફીકરમાં પડ્યા હતા, બારવર્ષનો બાળક અને ધર્મપત્નિ દુર દેશાટનમાં હોય અને કાગળ ના મળે તો ફીકમંદ થવું પડે એમાં નવાઇ નથી. એટલામાં નીચેથી તારવાળાએ જોરથી બુમ મારી "મનોરદાસ છબીલદાસ" શેઠે ઉપર આવવા જણાવ્યું તારવાળાએ ઉપર આવી સહી કરાવી તાર આપ્યો. સામેની પેઢીપરથી તાર વાંચવા માણસ બોલાવવા મોકલ્યું. તાર વાંચનારે આવી તાર વાંચવા માંડ્યો.

કુન્દન અને નંદકોર એકાએક બીમાર પડ્યાં છે. હું ગભરાઉ છું. જલદી આવો. મોકલનાર. હરીલાલ બી. પટેલ મુ કટક.

"શું બન્ને મા દીકરો શીક છે. તાર કેટલા વાગે મુકેલો છે." શેઠે ગભરાટમા પુછ્યું. "સવારના ૯×૪૫ મિનિટે મુકેલો છે." વાંચનારે કહ્યું. શેઠે ભૈયાને તથા સીપાઇને બોલાવી કહ્યું કે "નગીન દાસ મુનીમને એકદમ જલદી બોલાવી લાવો અને કહેજો કે તાર આવવાથી શેઠ ગભરાય છે માટે એકદમ બોલાવે છે. શેઠે કહ્યું. ભયો તથા પહેરાવાળો સીપાઇ બન્ને જઇ મુનીમને બોલાવી લાવ્યા.

**નગીનદાસ**--શેઠ શું હુકમ છે.

**મનોરદાસ**--આ તાર આવેલો હોવાથી સવારના છ વાગ્યાના મેલમાં જવા ધારૂં છુ.

**નગીનદાસ**--આપ ધીરજથી જાવ. વખતે સ્હેજ તબીયત બગડી હશે?

**મનોરદાસ**—આજે તીજોરીમાં કેટલી સીલીક હશે.

**નગીનદાસ**—આશરે બે લાખ પાંત્રીસ હજાર સીલીક હશે.

**મનોરદાસ**—આજે વેપારીઓને કેટલા ચુકવવાના છે?

**નગીનદાસ**—આશરે સીત્તેર હજાર.

**મનોરદાસ**—વારૂ ! દોઢલાખ રૂપીઆ મને આપો.

શેઠના કહેવા મુજબ મુનીમે દોઢલાખ રૂપીઆની ચલણી નોટનું બંડલ લાવી હાથમાં મુકયું એટલે શેઠે લીધાને અને સિપાઈને બન્ને ને રતનચંદને બોલાવવા હુકમ કર્યો અને કહ્યું કે "રતનચંદ શેઠને કહેજો કે તમારૂં જરૂરનું કામ છે માટે ચાલો" બન્ને નોકરો રતનચંદને બોલાવવા ચાલતા થયા.

**મનોરદાસ**—નગીનચંદ કાલે આપણી ઉઘરાણી કેટલી આશરે આવશે ?

**નગીનદાસ**—આશરે પચાશ પંચાવન હજારની આવશે.

**મનોરદાસ**—વારૂં એટલાથી કામકાજ ચલાવજો વધુ નાણાંની જરૂર પડે તો રતનચંદ પાસેથી મંગાવી લેજો, આ દોઢ લાખની રકમ તેમના ત્યાં અનામત ખાતે જમે કરાવું છું. કેમ ઠીકને ?

**નગીનદાસ**—બહુ સારૂં નકામું જોખમ તીજોરીમાં શા કામનું.

શેઠ રતનચંદ પર પુર્ણ વિશ્વાસ ધરાવતા હતા કેમકે રતનચંદની ક્રેડીટ બજારમાં ઘણી સારી હતી જંગલમાં નાના ગામડાઓમાં પણ તેમની હુંડી એક વખતે શીકારવામાં આવતી હતી. રતનચંદના પિતા કરમચંદ અને મનોરદાસ સરખી ઉમ્મરના હોવાથી તેઓ મિત્રો હતા. રતનચંદ પુત્રની માફક શેઠની હરવખત સલાહ લેતો પરંતુ વેપારમાં અવિણુ શાન્ત સ્વભાવનો રતનચંદ પોતાને લાગેલા નુકશાનુ સંબંધી કોઈને જાણ પડવા દેતો નહોતો. પોતાની સ્ત્રી સુશીલાને ફકત આજેજ ખબર પડી હતી. અન્ય કોઈ પણ બજારમાં જાણતુ નહોતું. કરજદારીની કાળરૂપ ચિંતા તેના હૃદયમાંજ સમાવતો હતો. પછી આજની હકીકત વ્હાલા વાંચક સદ્‌ગૃહસ્થો આપણી જાણમાં છે.

---

# પ્રકરણ ૪ થું.

આશા તરંગોમાં અથડાતી, ભવિષ્યના વિચારોને અનુમોદન કરતી. કુલીન કાન્તા સુશીલા જમીનપરથી બેઠી થઇ. હાય ! પ્રભુ ! પ્રભુ ! ! હવે તો સળગતો દાવાઅગ્નિ નજીક આવવા લાગ્યો. અરે રે ! પ્રભુ આ જીંદગીનો અંત કેમ નથી આવતો. હવે તો હદ થઇ એટલામાં ચાર વાગ્યાનો સમય થવાથી ધડીઆળમાં ડંગિ ડંગિ ચાર વાગ્યા. સુશીલા ચમકી ઉઠી. ધડીયાળને ઠપકો દેતી હોય તેમ ગુસ્સામાં બોલવા લાગી.

ભુંડી શું ભુતની પેઠે, ઉતાવળ આજ ત્હારે છે;
સતાવે છે રીબાવે છે, અંતરે આગ મ્હારે છે.
દહે છે દીલડું મ્હારૂં, ટકોરા તીર સમ ત્હારા;
હૃદયની હાય ના જાણે, સ્વામી ક્યે જાગશે મ્હારા.
ટકટક શું કરે ઘેલી. તપેલીને તપાવે છે;
સુશીલા સળગતી દેખી, અગ્નિરૂપ શું સતાવે છે.
અરે ! અંતર બળે. ચરચર, નથી તેની ત્હને પરવા;
ભુંડી શું ભાન ભુલે છે, જરા તું રાખ્ય મન પરવા.

એટલામાં મકાનનાં બારણાં કોઇએ જોરથી ઠોક્યાં. નોકરો નિદ્રાધીન હતા પરંતુ સુશીલા જાગતી હતી. તેણે બારીમાં આવી પુછ્યું કોણ ? " રતનચંદ શેઠજી રતનચંદ શેઠજી ઘરમેં કોન હૈ. ક્યું કોઇ બોલતા નહી " એમ કહી સીપાઇએ હાંક મારી. ભાઇ એમનું અત્યારે શું કામ છે ? સુશીલાએ પુછ્યું.

હમારે મનોરદાસ શેઠ પેઢીમેં અભીકેઅભી બુલાતે હૈ બહોત જરૂરી કામ હૈ. સિપાઇએ કહ્યું.

સુશીલા શાન્ત સ્વભાવની હતી પણ ઘણી ચાલાક હતી. તેથી વિચારમાં પડી કે અત્યારે મનોરદાસ શેઠને શું કામ હશે! જો પતિને જગાડીશ તો ગ્લાસ પીધા વગર રહેશે નહિ, ત્યારે આ સિપાઇને શું જવાબ આપવો. ના જગાડું ને વખતે જરૂરી કામ હોય તો તેથી કાંઇ નુકશાન થાય. ગમે તેમ હોય પણ જગાડવા તો નહીજ કેમકે સમય વિચિત્ર છે. જગાડવા તો નહી એમ દૃઢ નિશ્ચય કરી બારીપર આવી કહ્યું કે ભાઇ તેઓ તો ઉંઘી ગયા છે અને તેમનો અમને સખ્ત હુકમ છે કે ગમે તેવું કામ હોય તો તેમને જગાડવા નહિ. ને જરૂરી કામ હોય તો બાજુના મહોલ્લામાં અમારા મુનીમ ઝવેરચંદ રહે છે તેમને બોલાવી જાવ- મુનીમ જે કાંઈ કામ કરશે તે શેઠ કબુલ રાખશે. સુશીલાએ ચપળતાથી જવાબ આપ્યો.

સિપાઇ ઝવેરચન્દના ઘેર બોલાવવા ગયો. સુશીલાએ ધીરેથી બારી બંધ કરી ખુરશીપર બેઠી વિચારવા લાગી કે રાત્રે ચાર વાગે સિપાઇ કેમ બોલાવતો હશે. કે પ્રભુ હવે તો કૃપા કરી મ્હારા પતિને કાંઇ ધીરજ આપ્ય! એમ કહી ખુરશીપર માથું ટેકવી વિચારમાં પડી.

પોણાપાંચ વાગ્યાને ઝવેરચંદ મુનીમે આવી બારણાં ઠોકયાં, નીચે નોકરો ચાકરો જાગતા હતા બારણાં ઉઘાડયાં. ઝવેરચંદે ત્રીજે માળ જઇ દીવાનખાનાનું બારણું ધકેલ્યું. આ વખતે સુશીલા આખા રાતનો ઉજાગરો હોવાથી અર્ધનિંદ્રામાં હતી તે એકદમ જાગી ઉઠી બારણું ઉઘાડયું અને બહાર છજામાં આવી ઉભી "કેમ ભાઇ કાંઇ કામ છે શેઠનું? સુશીલાએ કહ્યું.

સુશીલા બ્હેન શેઠનું અત્યારે કાંઇ કામ નથી. લ્યો આ નોટોનું બંડલ અને આ બીડેલું કવર અને આ શીલબંધ બેડાબડા મનોર-દાસ શેઠે આપેલા છે તે શેઠ ઉઠે એટલે આપજો. દોઢલાખ રૂપી-આની નોટોનું જોખમ મ્હારા પાસે રાખવું તે ઠીક નહી. માટે શેઠના

ત્યાંથી સીધો અહીં આવ્યો છું. સંભાળીને મુકજો. બીજી હકીકત શેઠને સવારે રૂબરૂ કહીશ. એમ કહી ઝવેરચંદ ચાલતો થયો.

નોટોનું બંડલ જોતાં ધીરજ આવી પરંતુ કવર બીડેલું હતું. અંદર શું હકીકત હશે વળી કાંઈ વિપરિત પેગામ હશે તો માઠી દશા આવશે. માટે પત્ર ખોલી વાંચી લેવો એજ ઉત્તમ સમજી ધીરેથી ખોલ્યું. મનમાં વાંચી પાછું બંધ કર્યું. પત્ર વાંચતાં સુશીલા હર્ષમાં આવી પત્રને ટેબલપર મુકયો. બે હાથ જોડી પ્રભુ તું તો નોધારાનો આધાર છે. પ્રભુ તું સદા સુખનો કર્તા છે. બલાનો ભગવાન ! ભાગ્યાનો ભેરૂ ! અનાથનો નાથ ! તેં આ રંક બાળકીને ઉગારવા ખુશ ખબર જણાવી. અહા ! કોણ જાણતું હતું કે આજ સવાર ખુશાલીમાં પસાર થશે હે દીનબંધુ ત્હારી અકળગતી ન્યારી છે. જેમ અદ્રશ્ય રહી અણીના વખતે દ્રોપદીનું સતીત્વ સાચવવા નવસો નવાણુંચીર પુર્યા તેવીજ રીતે સંકટ સમયે મ્હને ત્હારી સહાય મળી છે. એક કલાક પછી શું નું શું થઇ જાત. અહા ! મહાદેવી ત્હારી કૃપાનું આ પરિણામ છે. તમારા પવિત્ર વચનો રૂપી અમૃતવાણીની અશ્રધાળુ બની વિશ્વાસ ના કર્યો. અને મ્હને ખોટો ભાસ થાય છે. એમ સમજી કાંઇપણ કદર ના કરી શકી. માતુશ્રી ઇલેકટ્રીક લાઇટ ગુલ થઇ થોડીવારમાં ચાલુ થઈ તો મશીન બગડવાથી ગુલ થઇ એમ મ્હારૂં ધારવું થયું હતું, પણ મહાદેવી ત્હારી અદ્દભુત શક્તિનું પરિબળ હતું. ત્હારાં ખરેખર ! દર્શન કરવા ભાગ્યવંત બની અહા ! જગત અંબે ત્હારોજ અમોને આશરો મળ્યો છે. કાળના કાળરૂપ પંજામાંથી તેં અમોને ઉગાર્યા છે. અહા ! ત્હારા તેજોબળનાં પ્રભાવે પતિની આશદાહક મેં અણી ચુકાવી એ પણ ત્હારી અકળકળા છે. ખરેખર ! **સંકટ સમયે ધિરજ મોટી વાત છે.** એ કહેવત કોઇ અનુભવીના અંતરોદ્દગાર હોવા જોઇએ.

હવે પતિને જાગૃત કરવા જોઇએ એમ વિચારતી હતી. એટલામાં તારવાળાએ નીચેથી બુમ મારી "રતનચંદ કરમચંદ" સુશીલા નીચે આવી. તાર સહી કરી લીધો. તાર ખોલી જોતાં અંગ્રેજી અક્ષરો જોતાં નિરાશ બની કોને વંચાવવો પરંત સુશીલાએ વિચાર્યું કે વખતે વેપારનો કાંઇ ગુપ્ત ભેદ હોય તો તેથી નુકશાન થાય અને પતિના ઠપકા પાત્ર બનવું એ ઠીક નહી. ઉઠશે એટલે વાંચશે, પણ વખતે કોઈ ભયંકર ખબર હશે તો વળી નવી આફત જન્મ લેશે. ખેર જેવી પ્રભુની ઇચ્છા.

આફતમાં સપડાયેલો મનુષ્ય સંકટના સમયનું હરવખત ચિંતવન કરે છે. ભય પામેલો મનુષ્ય ચિત્તભ્રમીત હોવાથી ભયંકર આકૃતિ દેખે છે. ઠગાયેલો મનુષ્ય ફરીથી ના ઠગાઉં એમ કાળજી રાખે છે. ચોરનો ભય પામેલો મનુષ્ય જાગતો રહી સુવે છે. અને દરેક પ્રકારનાં સંકટ સહન કરેલો મનુષ્ય ચડતી પડતીથી ડરતો નથી. અને હિંમતવાન બને છે. માટે સંકટ એ દુઃખ સુખ સમજવાની કુંચી છે. અને તેથી મનુષ્ય સદ્ચારિત્રમય બની ચપળતાને પામે છે.

સાડાપાંચ વાગે સુશીલાએ સુંદર રાગથી હર્ષમાં આવી પલંગ પાસે ખુરશીપર બેસી પ્રભાતીઉં ગાવા માંડ્યું.

જાગ્યને જદુનાથ, કૃષ્ણ કમળાપતિ, સંકટે સહાય મુજ કોણ કરશે–જાગ્યને.
હરી મ્હારો હર્ષથી, સત્યને સહાય થઇ, દાસ દુર્ભાગ્યને દુર કરશે–જાગ્યને.
દયા નિતી શાન્તીને, ધાર્ય ભક્તિબલી રાજી થઇ રઘુપતિ હાથ ધરશે–જાગ્યને.
કીડીને કણ દઇ, હાથીને મણ દઇ, પરમ પરમાત્મા શાન્ત કરશે–જાગ્યને.

પ્રસન્ન વદને સુશીલાના કોમળ કંઠની માધુર્યતામાં લીન થઇ. રતનચંદ જાગી ઉઠ્યા. હેં ! કેટલા વાગ્યા છે. શું પ્રભાત થઈ ગયું. લાવ ગ્લાસ લાવ. ગભરાયેલા રતનચંદે કહ્યું, પ્રાણેશ ! હજુ તો સાડાપાંચ વાગ્યા છે. ગભરાવછો શા માટે સુશીલાએ મૃદુ હાસ્યથી કહ્યું સુંદરી કઠોર બની આ સમય હસવાનો છે ? રતનચંદે કહ્યું.

હા ! આપને ધૈર્યતા નથી મને પ્રભુએ ધીરજ આપી છે. પ્રાણનાથ આપ ઉઠો અને ટેબલપરથી ગ્લાસ, કાગળો, નોટો, તાર, બધાં તપાસો. સુશીલાએ શાન્તીથી કહ્યું. વળી રાતના સમયે તાર, ટપાલ કયાંથી ? રતનચંદે કહ્યું.

હૃદયાધાર આપણા પર પ્રસન્ન થઇ શ્રી હરીએ મોકલ્યાં હશે. સુશીલાએ કહ્યુ. રતનચંદ ઉઠી ટેબલ પાસે જઇ તપાસ્યું તો સુશીલાની કહેલી હકીકત ખરી હતી. મનોરદાસનું કવર ખોલી વાંચવા માંડયું.

**પ્રીય ભાઇશ્રી રતનચંદ કરમચંદની સેવામાં**

જોગ.

લખવાનું કે કુન્દન અને તેની માતુશ્રી જાત્રામાં શીક છે. એવા શોકજનક સમાચાર થી હું કટક જાઉં છું. દુકાનમાં વધુ જોખમ નહી રોકતાં આ સાથે મોકલેલી દોઢલાખ રૂપીઆની ચલણી નોટો તપાસી મ્હારા અનામત ખાતે જમે કરશો પેઢીમાં હું આવું ત્યાં સુધી આપણી જાણી ખબર રાખશો તે તમારો પુર્ણ ભરોસો છે. વળી ખુશીનો પત્ર ત્યાં ગયા પછી લખીશ.

લી૦, આપનો,

**મનોરદાસ છબીલદાસના**

જયશ્રીકૃષ્ણ વાંચશો.

પત્ર વાંચી તાર વાંચ્યો બંનેમાં પ્રભુની કૃપા વરસેલી હતી જેથી ખુશ ખુશ થઇ ગયા. પ્રેમાવેશમાં આવી સુશીલાનો જમણો હાથ પકડી છાતીપર દબાવ્યો, મ્હારી મનહર મોહીની સદ્દગુણી સુશીલા ધન્ય છે ત્હારી, ધીરજને, જો આ દોઢ લાખની નોટો અને આ તારમાં એવા સમાચાર છે કે એક લાખને પંદર હજારનો નફો મળશે. કેમકે ચાંદીનો બજાર ભભાન્ક નો ઉછળી ૮૬।।। થયો છે આપણો ભાગ્યોદય આજે થયો છે. મ્હારી ભાગ્યવતી સુશીલા તેં મ્હને ગ્લાસ પીતાં ના

અટકાવ્યો હોત તો મ્હારી અને ત્હારી શી વલે થાત ખરેખર **આણી ચુકયો સો વર્ષ જીવે, ધીરજ મોટી વાત છે.** મ્હારી ગુણીયલ કાન્તા ત્હારાં વચનો મ્હને અમૃત સમાન લાગે છે. અહા ! તેં મ્હારાથી વચન માગી. મ્હારી પળ ચુકાવી તે હવે સમજાવ્યું પ્રીયા ત્હારાં શું વખાણ કરૂં અહા ! આ વખતે ત્હારી સદ્‌ગુણી સ્નેહાળ પ્રેમમય જ્યોતિનો પ્રકાશ મ્હારા હ્યદયમાં ઝળકી રહ્યો છે. પ્રીયા આ વખતે દુનિયામાં એક પણ ચીજ ત્હારા ગુણોના બદલામાં ઇનામ તરીકે આપી શકું તેવી મળવી મુશ્કેલ છે. તો લે પ્રીયા આ નિરભાગીનેજ સ્વીકારી કૃતાર્થ કર. તુંજ મ્હારી ગૃહદેવી છે. રતનચંદે હાથ લંબાવ્યા સુશીલા સ્મિત હાસ્યથી પતિને બાઝી પડી. પ્રેમી યુગ્લોએ એક બીજાને સ્નેહ યુક્ત ચુંબનો કર્યાં.

મ્હારી હૃદયમણી મધુરી ત્હારી ધીરજનાં વખાણ કરૂં તેટલાં થોડા છે. ખરેખર તેંજ મ્હારો પ્રાણ બચાવ્યો છે. તું મ્હારી જીવન દાતા છે. નહીતો અનિષ્ઠ આત્મઘાતથી બાપદાદાની આબરૂ ધુળમાં મળી જાત અને આપઘાતથી કાળીટીલી લાગતે. ખરેખર ! ત્હારા સૌભાગ્યના પ્રતાપે પ્રાણ બચ્યો છે, સમજી મ્હારી મેના ! રતનચંદે હસતાં કહ્યું.

પતિ મેં કાંઇપણ કર્યું નથી સર્વ દીનદયાળ જગનિયંતાની કૃપાથી થયું છે. પત્નિ પતિને સંકટ સમે સહાય થાય. એમાં નવાઇ નથી. પ્રાણાધાર આ દાસીએ તો ફકત ફરજ બજાવી છે. જે સ્ત્રી પતિને તુચ્છ ગણી સંકટ સમયે દુર રહે તે સ્ત્રીને લાખોવાર ધિક્કાર છે. હૃદયાધાર પતિ સતિનું અર્ધું અંગ છે તો તેના દુઃખે દુઃખી અને સુખે સુખી થવું એ પવિત્ર સ્ત્રીની ફરજ છે. હૃદય વલ્લભ આપ રાજી હો તો અમારૂં હૃદય રાજી રહે. આપની કૃપા એજ અમારૂં ધનભાગ્ય ! આપનું જીવન તે અમારો સુખરૂપ શણગાર ! આપ આ સંસારમાં

અમારા રાજા છો અને અમો તમારા તાબાના પ્રધાન છીએ એવું પંડિતો માને છે તેમાં લેશપણ શંકા નથી.

સ્ત્રીયા સ્વભાવ કાંઇ એક સરખા હોતા નથી. ત્હારા જેવી સત્ય શિયળવતી સ્ત્રી જેને મલી હશે તે ખરેખર સ્વર્ગીય સુખો ભોગવે તેમાં નવાઇ નથી, પતિવ્રતા સ્ત્રી પ્રાપ્ત થવી તે ભાગ્યપર આધાર રાખે છે. આ અસાર સંસાર તરવાને સદ્‌ગુણી સ્ત્રીની જરૂર છે, કમભાગ્યે કલેશ કરનારી કર્કશા મલે તો તે ચોમાસાના ઝાંઝવાના નીર સરખું છે. કેમકે તેમાં પુરૂષ કોઇ સુખી હોતો નથી અને અનેક ઉપદ્રવ ભોગવવા પડે છે. સ્ત્રીયા પુરૂષાર્થ કરવાથી ધન મળી શકે. સદ્‌માર્ગે દ્રવ્ય ખર્ચવાથી કીર્તી મળે, હજારો લાખો રૂપીયા ખરચી પુરૂષ રૂપવંતી સ્ત્રી પ્રાપ્ત કરે પણ સત્ય શિયળ સાચવનાર પતિવ્રતા સદ્‌ગુણી સ્ત્રી તો કરોડો રૂપીઆ ખર્ચતાં મળવી મુશ્કેલ છે. મ્હારા મહાભાગ્યે સુશીલા ત્હારો સાચો સબંધ બંધાયો છે, અને આજે કરજના કાળચક્રને ધૈર્યતા ધારણ કરી હઠાવ્યું છે તેમાં નવાઇ નથી. રત્નચંદે કહ્યું.

ખરેખર નેક દાનતનો બદલો ઇશ્વર આપે છે. હરકોઈ સ્થિતિનો મનુષ્ય શુદ્ધ હૃદયથી પોતાનુંજ કરજ લેણદારને આપવા ઉમેદ રાખે અને અન્ય કોઇ મલીન વાસના મનમાં ઉત્પન્ન ન કરે તો હરપ્રકારે કુદરત કૃપાળુ બની તેને દ્રવ્યની મદદ મેળવી આપે છે. ઇજત વધારે છે. પણ કમભાગ્ય મનુષ્યો લીધુ તેનું આપવું નથી એવી ભ્રષ્ટ બુદ્ધિ ધારણ કરનાર પર કુદરતનો ભયંકર કોપ ઉતરે છે. અને મહાન સંકટો ભોગવવાં પડે છે કેમકે એક પાઇપણ કોઇ ધીરતુ નથી, માટે દરેક મનુષ્યે કરેલું કરજ મોડું વહેલું આપવા દઢતાથી અંતઃકરણ શુદ્ધ રાખવું.

એવીજ રીતે રતનચંદને કરજ કરતાં બમણી રકમ સમયે સંપાદન થઇ તેના પર પ્રભુની કેવી કૃપા ત્રુટી થઇ તે આપણે જાણીએ

છીએ. માટે પાપવૃતીનો પરિત્યાગ કરવાથી શુદ્ધ અંતકરણને પ્રભુ સહાય થાય તેમાં નવાઇ નથી.

રતનચંદ દુકાનપર જઇ મહેતા મુનીમો નોકરોને બોલાવી આપી પગારમાં વધારો કરી આપ્યો.

રતનચંદ અને સુશીલાનું પ્રેમી જોડું હતું તેઓ વચ્ચે અજબ પ્રકારનો પ્રેમ હતો આજકાલનો સુધરેલો પ્રેમ તેમનામાં નહોતો. પણ નળ અને દમયંતી, સીતા અને રામ, સત્યવાન અને સાવિત્રી જેવો સત્ય પ્રેમ તેમનામાં હતો. સુશીલા પોતાની ધનાઢ્ય સ્થિતિમાં પણ પતિની ચર્ણદાસી સમજતી હતી. રતનચંદ તેને ગૃહદેવી તુલ્ય ગણી તેના પ્રેમાળ વાક્યોથી અને સતીત્વ સ્નેહને આકર્ષાઇ એક પણ વચન ઉલઘન કરતો નહોતો, પતિ સત્ય સ્નેહ સાધક સુશીલા ધન્ય છે ત્હારા જીવનને, ધન્ય છે. ત્હારી શુદ્ધ બુદ્ધિને, ધન્ય છે ત્હારાં સદાચરણને, અહા ! આર્ય ભુમિ ત્હારા પર આવાં સ્ત્રી રત્ન પાકે તો ત્હારી કરમાઇ ગયેલી વેલડી ફરી પ્રફુલ્લીત બને અને સદ્ કેળવણીથી નવયુગ્લ પ્રેમી જોડાં ઉત્પન્ન થાય. જગનિયંતા અમારી આર્ય ભુમિનો ભાગ્યોદય જલ્દી પ્રાપ્ત થાય એમ અમો ઇચ્છીએ છીએ. અસ્તુ



# ઉપકાર એજ ખરો ધર્મ છે.

સંવત ૧૩૨૭ માં શીવદયાલ નામના કોઈ જ્ઞાની પુરૂષનો હસ્ત લીખીત લગભગ સાડા છ સો વર્ષનો પુરાતન વનસ્પતિથી ગુંથેલો **ધાતુ પુષ્ટીનો દેશી નુસખો** જે શક્તિ માટે અમૃત છે. હજારો દવાઓ કરી નિરાશ થએલાઓ માટે ઉપયોગી છે, કેમકે નાતાકત-વાનને જવાંમર્દ બનાવે છે તે અમોને પાંચ વર્ષ પહેલાં એક મહંત તરફથી લોક કલ્યાણ અર્થે કંઈ પણ કિંમત લીધા વગર દરેકને બતાવી સંકટ ટાળવાના હેતુથી બક્ષિસ મળેલો છે તે નુસખો બનાવી ચાર વર્ષના અનુભવથી ખાત્રી થતાં પરો-પકારનું કામ ધારી બનાવવાનો વાપરવાની દરેક હકીકત સાથે છપાવ્યો છે. તે જે કોઈ એક આનાની પોસ્ટ ટીકીટ મોકલશે તેઓને મફત મોકલવામાં આવશે. પોતાનું સરનામું બરાબર લખવું.

☛ ગામના માણસ પાસેથી પણ એક આનો ખરચ બદલ લેવામાં આવસે.

લખો:—

**રણછોડલાલ ડી. પરીખ.**
વનસ્પતિ તત્વશોધક,
હાજી એહમદની પોળ કાલુપુર રોડ
**અમદાવાદ.** (સીટી)